# જ્યોતિર્લિંગ સોમનાથની મૂર્તિ

લેખક:

સ્વ. નારાયણ વિસનજી ઠક્કર

પ્રકાશક:

ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ

કોટ–મુંબઈ

# જ્યોતિર્લિંગ સોમનાથની મૂર્તિ




લેખક:

સ્વ. નારાયણ વિસનજી ઠક્કુર



પ્રકાશક:

ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ

કોટ-મુંબઇ

[ વિ. સં. ૧૯૯૫ ] [ ઇ. સ. ૧૯૩૯

પ્રકાશક અને મુદ્રક:
નટવરલાલ ઇચ્છારામ દેસાઇ

મુદ્રણ અને પ્રાપ્તિસ્થાન:
ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ
સાસુન બિલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ



# પ્રકાશકનું નિવેદન

આ નાના સરખા, પણ ઐતિહાસિક દૃષ્ટિએ અતિ મહત્વના ગ્રંથની પણ એક કથા છે, તે સદ્‌ગત લેખક નારાયણ વિસનજી ઠક્કુર—જેમણે જાતે મૌખિક અમને કહેલી તે ઉપરથી અત્રે આપીએ છીએ. આ નિબંધાત્મક વિસ્તૃત લેખ, મુંબઈની શ્રી ફાર્બસ ગુજરાતી સાહિત્ય સભાને તેના "ત્રૈમાસિક" પત્રમાં પ્રકટ કરવાને ગ્રંથકારે પ્રથમ મોકલ્યો હતો. સભાના સંચાલકોએ છએક મહિના રાખીને લેખક તરફથી માગણી થતાં પાછો આપ્યો. તત્પશ્ચાત લેખકે અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મુખપત્ર "બુદ્ધિપ્રકાશ"માં છાપવા મોકલ્યો; ત્યાં પણ લગભગ એક વરસ સુધી રાખવામાં આવ્યો. લેખકે ઘણી વાર લેખ પાછો મોકલવાની વિનાતપૂર્વક ઉઘરાણી કરી ત્યારે તે પાછો મળ્યો. ગુજરાતની આ બન્ને પ્રકાશક સંસ્થાઓએ આ અગત્યનો, ઇતિહાસ ઉપર નવો જ નાખતો પ્રકાશ પાડનારો, સંશોધનાત્મક, અને અનેક મુસ્લિમ લેખકોના પ્રમાણોથી ભરપુર મહત્ત્વનો લેખ શા માટે સ્વીકાર્યો નહોતો તેનું કારણ સમજાયું નથી, પણ લેખકને એમ માનવાને કારણ હતું કે મુસલમાનોની લાગણી રખેને દુઃખાઇ જાય એવા કાલ્પનિક ભયથી તેઓ ડરતા હતા. શું આ એક પ્રકારનો હિંદુ નેતાઓને આજના જમાનામાં લાગુ પડેલો માનસિક નબળાઇનો રોગ હશે? આ બે સંસ્થાઓ તરફથી

સંતોષકારક ઉત્તર ન મળતાં લેખકે ઇ. સ. ૧૯૩૭ ના "ગુજરાતી" પત્રના દિવાળીના ખાસ સાહિત્યના અંકમાં છાપવા અમને આપ્યો. અમે પ્રસ્તુત લેખ સાદ્યંત વાંચી જોયો, અને તે પ્રકટ કરવામાં કશી અડચણ લાગી નહિ; પણ દિવાળી અંક માટે પ્રમાણમાં લાંબો લાગવાથી અમે દિવાળી વીત્યા બાદ નવેંબર માસના "ગુજરાતી" પત્રના તા૦ ૨૧ મી ૧૯૩૭ ના અંકથી છાપવો શરૂ કર્યો. તે પછી ૧૯૩૮ ના ફેબ્રુઆરી માસમાં લેખક અકસ્માત્ હૃદય બંધ પડવાથી પરલોક પામ્યા. એટલે પ્રસ્તુત લેખ પ્રકટ થાય ત્યારે તે અંગે એકાદ ઉપયોગી પ્રસ્તાવના કે ઉપોદ્‌ઘાત લખવાનો તેમનો વિચાર હતો, પણ ઇશ્વરેચ્છા અન્ય હોવાથી તે બની શક્યું નહીં. અમે આ લેખ (Thesis) અગત્યનો લાગવાથી પૃથક્ છપાવ્યો છે અને આજે જનાર્દનરૂપ વાંચનારાઓના કરકમળમાં સાદર અર્પણ કરીએ છીએ. આ નિબંધ ગુજરાતી ઐતિહાસિક શોધખોળના સાહિત્યમાં અજોડ રહેવાને સર્જાયલો છે અને જો ગુજરાતમાં વિદ્યાપીઠ હોત તો આવા લેખ ઉપરથી લેખકને સર્વોત્તમ સ્નાતકની ઉપાધિ (M. A. અથવા Ph. D) મળી હોત. આ પ્રકાશન સદ્‌ગતના આત્માને સંતોષ આપશે એવી આશા છે.

મુંબઇ
તા૦ ૧૦-૯-૩૯
ગોવાળીઆ એકાદશી

નિવેદક
**નટવરલાલ ઇચ્છારામ દેસાઈ**

# વિષયાનુક્રમણી



સદ્ગત સાક્ષરરત્ન, શ્રીયુત નારાયણ વિસનજી ઠક્કુર

જન્મ: સન ૧૮૮૦. ] [ અવસાન: સન ૧૯૩૯

ॐ तत्सत्परमात्मने नमः

# જ્યોતિર્લિંગ સોમનાથની મૂર્તિ

અને

તેનાં કપોલકલ્પિત નાનાવિધ સ્વરૂપોની મુસ્લિમ ગ્રંથોમાં કથાયલી અર્થેતિ અસત્ય કથાઓના કૌટિલ્યનો પૂર્ણ પ્રકાશ

"જિસ કદર કરના મલામત ગયૂર પર આસાન હયૂ;
ઉતની હી દુશ્વાર અપને અયૂબકી પહચાન હયૂ"

એક મુસ્લિમ શાયર

"People are commonly so employed in pointing out faults in those before them, as to forget that some behind may at the same time be descanting on their own."

*Dilwyn.*

"If thou wouldst bear thy neighbor's faults, cast thine eyes upon thine own."

*Molinos.*

# ઉદ્દેશ

---

હિન્દુઓના સૌરાષ્ટ્રદેશીય મહાપવિત્ર તથા પુરાતન 'જ્યોતિર્લિંગ
નાથ' નામક તીર્થસ્થાન ઉપર બલાઢ્ય આક્રમણ કરીને મુસ્લિમ મોરિંખો
હાસલેખકો )ના લખેલા એકપક્ષીય ઇતિહાસગ્રંથોમાં 'બુતશિકન'
ભંજક ) તરીકે ગૌરવાન્વિત તથા વિખ્યાત થયેલા સુલતાન મહમૂદ
વીએ જ્યોતિર્લિંગ સોમનાથની મૂર્તિને તોડી નાખી હતી અને એ
રે થયેલા ભીષણ સંગ્રામમાં ક્ષાત્ર વીરોનો દુર્ભાગ્યવશાત્ પરાજય થતાં
થી પોતાનાં એ પવિત્રતમ તીર્થસ્થાન, દેવમન્દિર તથા દેવમૂર્તિ
ની રક્ષા કરી શકાઇ ન હોતી, એ કથા ભારતવર્ષના મુસ્લિમ શાસન-
ઇતિહાસોમાં સંક્ષિપ્ત તથા વિસ્તૃત સ્વરૂપમાં વર્ણવાયલી હોઇને સર્વત્ર
ાત હોવાથી તેમ જ એ ઐતિહાસિક ઘટનાના સંબંધમાં 'સોરઠી સોમ-
તથા 'સોમનાથનું શિવલિંગ' આદિક બે ત્રણ નવલકથાઓ પણ ગુજ-
ભાષામાં લખાઇને પ્રખ્યાત થઇ ગયેલી હોવાથી, એ ઘટનાને અહીં
સ્વરૂપમાં વર્ણવવાની આવશ્યકતા મને નથી જણાતી; કારણ કે, પ્રસ્તુત

લેખ સોમનાથ નામક તીર્થસ્થાન ઉપરના સુલ્તાન મહમૂદ ગજનવીના આક્ર-મણ તથા તે અવસરે થયેલા હિંદુ ક્ષાત્રયો સાથેના તેના સંગ્રામને વર્ણવવાના ઉદ્દેશથી નહિ; કિન્તુ જ્યોતિર્લિંગ સોમનાથની મૂર્તિના સ્વરૂપની જે નાના-વિધ કાલ્પનિક કથાઓ પોતાના કહેવાતા ઇતિહાસગ્રંથોમાં લખીને મુસ્લિમ મોરિંખો તેમ જ કહેવાતા ને મનાતા મુસ્લિમ સંત પુરુષોએ હિંદુધર્મ તથા બ્રાહ્મણજાતિને સૃષ્ટિની દૃષ્ટિમાં હીનતમ સિદ્ધ કરી બતાવવાના અને પોતાના ઇસ્લામને સર્વોત્કૃષ્ટ દીન (ધર્મ કિંવા સંપ્રદાય) તરીકે સાબિત કરી દેખા-ડવાના જે આદિથી અન્તપર્યન્ત અસત્યમૂલક તથા પાપજન્ય પ્રયત્નો કરેલા છે અને તેમની જે અસત્યમૂલક, અસહિષ્ણુતામૂલક તથા દ્વેષમૂલક કાલ્પનિક કથાઓ તે કથાઓનાં મૂલસ્થાનવિષયક જ્ઞાનના અભાવે ઐતિ-હાસિક સત્ય તરીકે સ્વીકૃત તથા સર્વમાન્ય થઇ ગઇ છે તે કપોલકલ્પિત કથાઓની અસત્યમૂલકતા, અસહિષ્ણુતામૂલકતા તથા દ્વેષમૂલકતાને મુસ્લિમ મોરિંખો તથા સન્ત પુરુષોના લખેલા પરસ્પરવિરોધી અસત્ય તથા કાલ્પનિક વૃત્તાન્તો દ્વારા જ પ્રકાશ કરી દેવો, એ ઉદ્દેશને લક્ષમાં રાખીને લખવામાં આવ્યો છે અને આ લેખના પ્રકાશનદ્વારા જો મારા એ ઉદ્દેશની સિદ્ધિ થઇ જશે, તો હું મારા એ વિષયના ઐતિહાસિક અભ્યાસવિષયક પરિશ્રમને પૂર્ણ સફળ તથા સાર્થક થયલો માની લઇશ.

મારે એ વાતને પણ અહીં વ્યક્ત કરી જ દેવી જોઇયે કે આ લેખમાં મેં બહુધા મુસ્લિમ મોરિંખો તથા સન્તોના ગ્રંથોમાંના વૃત્તાન્તોને મારાં મન્તવ્યોના પ્રમાણ તરીકે એટલામાટે સ્વીકાર્યાં છે કે આપણા હિન્દુ-સ્થાન મુસ્લિમ બિરાદરોથી કોઇ પણ પ્રકારનો આક્ષેપ આ લેખના સંબંધમાં ન કરી શકાય અને મારા શિર પર પક્ષપાતનો આરોપ પણ ન લાવી શકાય.

## સોમનાથ ઉપરના આક્રમણનો કાળ

સુલ્તાન મહમૂદ ગજનવીએ સોમનાથ ઉપર જે આક્રમણ કર્યું તે આક્રમણના કાળ અથવા વર્ષના સંબંધમાં મુસ્લિમ મોરિંખોનો પારસ્પરિક મતભેદ જોવામાં આવ્યા કરે છે. અલ્બિરૂની, ગર્દીઝી, ઇબ્ને તથા ઇબ્નુલઅસીરના ઉલ્લેખ અનુસાર સુલ્તાન મહમૂદ ગજનવીના સોમ-

...ના એ આક્રમણની ઘટના હિજરી સન્ ૪૧૬ અથવા ઇ. સ. ૧૦૨૫ માં ઘટી હતી. અર્થાત્ આ વર્ષના સંબંધમાં એ સર્વ મુસ્લિમ મોરિંખોની ...માં એકવાક્યતા છે; પરંતુ એમની પછીના કેટલાક અરબ મોરિંખોએ ...દવશતાથી એ આક્રમણની ઘટનાને હિજરી સન્ ૪૧૮ કિંવા ઇ. સ. ૧૦૨૭ માં, એટલે કે ઉપરના સમયથી બે વર્ષ મોડી ઘટેલી દર્શાવી છે; ...ને મુસ્લિમ મોરિંખ ફરિસ્તાના કિંચિત્ પ્રમાદ તેમ જ એ આક્રમણના ...મુલ્અસીરના આપેલા વૃત્તાન્તના અંગ્રેજી અનુવાદમાં ઇલિયટ્ તથા ડૉસનની ...ની ભૂલોના યોગે એલ્ફિન્સ્ટન, કર્નલ્ મેલેસન, જે. બર્જેસ તથા સર્ ડબ્લ્યુ ... જેવા ભારતીય ઇતિહાસના પાશ્ચાત્ય લેખકોએ એ આક્રમણની ઘટનાને ...જરી સન્ ૪૧૪ અથવા ઇ. સ. ૧૦૨૩ માં એટલે કે ઇ. સ. ૧૦૨૫ થી ... બે વર્ષ પૂર્વે ઘટેલી ઘટના તરીકે દર્શાવવાનો પ્રમાદ કરી બતાવ્યો છે. ...ક ઇતિહાસલેખકોએ એ ઘટનાને ઇ. સ. ૧૦૨૦ માં ઘટેલી ઘટના ...કે ઓળખાવવાનો પ્રમાદ પણ કરેલો છે. પરંતુ આવી પરિસ્થિતિમાં જો ...મતિને જ મહત્ત્વ આપવામાં આવે, તો એ આક્રમણની ઘટના હિજરી ...ન્ ૪૧૬ અથવા ઇ. સ. ૧૦૨૫ માં જ ઘટી હતી, એમ આપણાથી નિર્વિ-...માની શકાય તેમ છે.

જો આ કાળવિષયક સ્વલ્પ મતભેદને વર્જ્ય કરવામાં આવે, તો સુલ્તાન ...દ ગજનવીએ ધર્માન્ધતાથી પ્રેરાઇને સોમનાથ ઉપર કરેલા આક્રમણ તથા ...હસ્તથી થયેલા સોમનાથની મૂર્તિના ભંજનની ઘટનાના સંબંધમાં તો ...મ મોરિંખોનો ક્યાંય કોઇ પણ પ્રકારનો સ્વલ્પાતિસ્વલ્પ મતભેદ પણ ...માં નથી આવતો એટલે એ ઘટના સર્વમાન્ય છે.

## ...ાન મહમૂદ ગજનવીનો કિંચિત્પરિચય

અરબો પછી હિંદુસ્થાન પર ચઢાઇ કરનાર જો કોઇ પણ વિદેશી તથા ...ર્મી સુલ્તાન હોય, તો તે સોમનાથની મૂર્તિનો ભંજક સુલ્તાન મહમૂદ ...વી જ હતો. ત્યાર પછી ગજનવીઓ ઉપર ગોરીઓએ પોતાના અધિકા-...જમાવ્યો હતો અને આર્યાવર્ત ઉપર આક્રમણો પણ કર્યાં હતાં; પરંતુ ...કોનાં આક્રમણોનું ભારતવર્ષમાં કોઇ પણ સ્થાયી અનિષ્ટ પરિણામ

ન હોતું થયું તેનું કારણ એ હતું કે, લૂટ કરીને જેટલો પણ ધનરાશિ મેળવી શકાય તેટલા ધનરાશિને મેળવી લેવો; કાફિરો એટલે કે હિંદુઓનાં બુતખાનાં(દેવમંદિરો)ને તોડી નાખવાં; બુતો(મૂર્તિઓ)ની બર્બાદી કરી નાખવી; તેમ જ કાફિર મર્દો તથા ઔરતોને ગુલામ તરીકે પકડીને પોતાના [illegible] (પોતાની જન્મભૂમિ)માં લઇ જવાં, એ જ તેમનો હિંદુસ્થાન પર [illegible] કરવાનો પ્રધાન ઉદ્દેશ હતો, અને પોતાના એ ઉદ્દેશની સિદ્ધિમાટે તેમણે ભારતવર્ષની હિંદુ જનતા ઉપર અસહ્ય ધાર્મિક તથા રાજનૈતિક અત્યાચારો કર્યા હતા.

ઉપર જણાવ્યા પ્રમાણે સુલ્તાન મહમૂદ ગજનવીથી પૂર્વે [illegible] મુસ્લિમ રાજ્યકર્તાઓએ હિન્દુસ્થાનપર હલ્લા તો અવશ્ય કર્યા હતા; પરંતુ તે હલ્લાઓની સંખ્યા બહુ જ થોડી હતી અને તે હલ્લાઓમાંના કેટલાક હલ્લાઓમાં મુસલ્માનોને જેમ વિજય મળ્યો હતો તેમ જ કેટલાક હલ્લાઓમાં હિંદુઓના હાથે હાર પણ ખાવી પડી હતી. માત્ર સુલ્તાન મહમૂદ ગજનવીએ હિંદુસ્થાનના ગળામાં પોતાના હલ્લાઓના ફૌલાદી ફાંસાને નાખી દીધો [illegible]

મુસલ્માનો સુલ્તાન મહમૂદ ગજનવીને સાચા મુસ્લિમ 'ગાજી' [illegible] સાબિત કરી બતાવવાના વારંવાર પ્રયત્નો કરતા જોવામાં આવ્યા [illegible] તેનું કારણ એ છે કે મહમૂદ ગજનવીની નજર હિંદુસ્થાનના માલ [illegible] (સંપત્તિ) ઉપર તો કયારની ય હતી જ; પરંતુ તે ઉપરાંત ભારતના [illegible] સુભટ તથા રણશૂર રાજપૂતોને તલ્વારના જોરથી મુસલ્માન [illegible] વીને દીન ઇસ્લામમાં દાખલ કરી દેવાની પણ તે તીવ્ર [illegible] ધરાવતો હતો અને તેની એ આકાંક્ષા એટલી સીમા પર્યંત [illegible] થવાનું કારણ એ હતું કે બગદાદના ખલીફાએ તેના મજહબી [illegible] જોઇને તેના માટે એક બહુમૂલ્ય ખિલઅત મોકલી દીધો હતો અને તેની [illegible] તેને 'અમીનુલ મિલતો યમીનુદ્દોલા' એવો બહુમાનદર્શક ખિતાબ આપ્યો હતો. આ બહુમાનના યોગે મહમૂદ ગજનવીએ એવી પ્રતિજ્ઞા [illegible] લીધી હતી કેઃ "હું દીન ઇસ્લામના પ્રચારમાટે પ્રતિવર્ષ ભારત ઉપર આક્રમણ કરતો રહીશ!" (તવારીખ હિન્દુ, પૃષ્ઠ ૬૧).

અર્થાત્ પોતાની આ પ્રતિજ્ઞા અનુસાર મહમૂદ ગજનવીએ લક્ષ્મીના લોભ તથા ઇસ્લામને પ્રચારવાના ઉન્માદથી અંધ થઇને ભારતવર્ષપર સત્તર વાર આક્રમણ કર્યાં હતાં અને હિન્દુઓ ઉપર ધાર્મિક અત્યાચારો કરવામાં કશી પણ કચાશ રહેવા દીધી ન હોતી, એ જ સુલ્તાન મહમૂદ ગજનવીના જીવનની મહાગૌરવશાલિની ગાથા (?) છે અને તેને મુસ્લિમ મોરિંખો મોટી મગરૂરીથી ગાઇ તથા લલકારી રહ્યા છે. મહમૂદ ગજનવીએ આર્યાવર્તમાં કરેલાં લૂંટફાટ, ભયાનક નરહત્યાકાંડ અને દેવમંદિરો આદિકના ધ્વંસનો સંપૂર્ણ વૃત્તાન્ત જો કે અહીં આપી શકાય તેમ નથી: તથાપિ મુસ્લિમ મોરિંખોની લખેલી તવારીખ (ઇતિહાસો)માં તેમ જ તે તવારીખના આધારે હિન્દુસ્થાનની પ્રચલિત ભાષાઓમાં લખાયલા ઇતિહાસગ્રંથોમાં તે વૃત્તાન્તો લખાયલા તથા વર્ણવાયલા હોવાથી જિજ્ઞાસુ પાઠકો તથા પાઠિકાઓથી તે ઇતિહાસોના પરિશીલનદ્વારા પોતાની જિજ્ઞાસાને તૃપ્ત કરી શકાય તેમ છે. મારે તો પ્રસ્તુત લેખમાં મુસ્લિમ મોરિંખો, મુસાફિરો તથા મૌલાનાઓએ સોમનાથ જ્યોતિર્લિંગની મૂર્તિના સ્વરૂપ તથા હિરણ્યગર્ભત્વના સંબંધમાં કરેલા બુદ્ધિપૂર્વક અસત્યવાદની પોલને જ ખોલવાની છે અને તેથી હવે હું મારા પ્રતિપાદ્ય પરિમિત પ્રશ્નને જ ચર્ચીશ.

## ફિરિશ્તાએ વર્ણવેલી સોમનાથની મૂર્તિ

પ્રથમ તો હિન્દુજાતિ તથા હિન્દુધર્મની અક્ષરશ: અસત્ય નિન્દાના ઠેકામાં મોટા ઇજારદાર, ઇસ્લામ તથા મુસ્લિમોના પૂરેપૂરા ને અંધ પક્ષપાતી અને મુસલ્માનોનાં પૈશાચિક કૃત્યોમાં દૈવિકતાનાં દર્શન કરનાર એકપક્ષીય ઇતિહાસલેખક તરીકે વિશ્વવિખ્યાત થયેલા મહમ્મદ કાસિમ ફિરિસ્તા નામક મુસ્લિમ મોરિંખના લખેલા ઇતિહાસમાં મહમૂદ ગજનવીએ સોમનાથ મહાદેવની મૂર્તિના કરેલા નાશની ઘટનાનું જે વર્ણન કરેલું છે તેને જ હું અહીં અવતારું છું. તે વર્ણન આ પ્રમાણે કરાયલું છે:–

"દીવાલોની આસપાસ તથા દરવાજાઓમાં સાવધાનતામાટે સૈનિકોને રાખીને સુલ્તાન મહમૂદે પોતાના શાહજાદાઓ, થોડાક અમીરો તથા હજુરીઓ સહિત સોમનાથના મંદિરમાં પ્રવેશ કર્યો. મંદિર સમક્ષ

પહોંચતાં કોરેલા પાષાણોની બાંધેલી એક સુંદર તથા સુવિશાળ ઇમારત તેના જોવામાં આવી કે જેનું વિશાળ આચ્છાદન અદ્ભુત કારીગરીવાળા તથા બહુમૂલ્ય રત્નજડિત છપ્પન સ્તંભોના શિરોભાગમાં શોભી રહ્યું હતું. મંદિરના મધ્યસ્થાનમાં સોમનાથ મહાદેવની દશ હાથ ઊંચી પાષાણ-પ્રતિમા વિરાજી રહી હતી. એ પ્રતિમાનો બે હાથ જેટલો ભાગ પૃથ્વીના ગર્ભમાં હોવાથી આઠ હાથની ઊંચાઇ ભૂમિના ઉપરિ ભાગ અથવા બાહ્ય ભાગમાં દૃષ્ટિગોચર થતી હતી. સુલ્તાન મહમૂદે એ પ્રતિમા સમક્ષ આવીને પ્રતિમાની નાસિકા ઉપર પોતાના ગુર્જનો ભીષણ પ્રહાર કર્યો અને પ્રતિમાની નાસિકાનું છેદન કરી નાખ્યું. તેણે પોતાના અનુચરોને તે મૂર્તિના બે કકડા કરવાની અને તે કકડાઓને ગજની મોકલી દેવાની આજ્ઞા સંભળાવી દીધી. એમનામાંના એક કકડાને ગજનીની સાર્વજનિક મસ્જિદના દ્વારમાં ઇમાનદારો(મુસલમાનો)નાં ચરણો તળે ચગદાતો રાખવાની અને બીજા કકડાને પોતાના રાજમહાલયના બાહ્યદ્વારમાં પોતાનાં ચરણો તળે ચગદાતો રાખવાની તેની ઇચ્છા હતી. સોમનાથની મૂર્તિના એ કકડાઓ અત્યારે પણ ગજની અથવા ગજનામાં વિદ્યમાન છે.* મૂર્તિના બીજા બે કકડાઓ મક્કા તથા મદીના મોકલવામાટે અમાનત રાખવામાં આવ્યા હતા.† એ એક વિશ્વાસપાત્ર વાર્તા છે કે જ્યારે મહમૂદ ગજનવી આવી રીતે મૂર્તિભંજનના કાર્યમાં પ્રવૃત્ત થયેલો હતો તે વેળાયે બ્રાહ્મણોના એક સમુદાયે તેના હુજૂરીઓને એવી પ્રાર્થના કરી હતી કે: 'જો સુલ્તાન સલામત અ-

*આ વિધાન ફિરિશ્તાનું પોતાનું હોવાથી અને ફિરિશ્તાનો પોતાનો સમય આજથી ૪૦૦ વર્ષ પૂર્વનો હોવાથી આજથી ચાર સો વર્ષ પૂર્વે સોમનાથની મૂર્તિના એ બે ખંડો અથવા કકડાઓ ગજની નગરમાં વિદ્યમાન હતા એ વાર્તા નિર્વિવાદ સિદ્ધ થાય છે એટલે એના સંબંધમાં અધિક પ્રમાણોની આવશ્યકતા છે જ નહિ. એ ખંડો અત્યારે હવે ગજનીમાં હોય કે ન હોય, એ નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી; કારણ કે, ત્યાર પછી ત્યાં અનેક પ્રકારનાં પરિવર્તનો થઇ ગયાં છે.

† ફિરિશ્તાએ પ્રથમ લખ્યું છે કે, સુલ્તાને પોતાના અનુચરોને તે મૂર્તિના કકડા કરવાની અને તે કકડાઓને ગજની મોકલી દેવાની આજ્ઞા સંભળાવી દીધી અને અહીં લખે છે કે: 'મૂર્તિના બીજા બે કકડાઓ મક્કા તથા મદીના મોકલવામાટે

મૂર્તિની હવે વધારે હાનિ કરવાના વિચારને માંડી વાળે, તો અમો આ મૂર્તિના વજન જેટલું સુવર્ણ કાંટામાં તોળીને સુલ્તાન સલામતને આપવા-માટે તૈયાર છીએ.' સુલ્તાનના રાજકર્મચારીઓ—અમલદારો—એ સુલ્તાનને એ સુવર્ણરાશિને સ્વીકારી લેવાની સલાહ આપતાં કહ્યું કે: 'મહાદેવની આ એક મૂર્તિને તોડી નાખવાથી મૂર્તિપૂજાનો આ હિંદુસ્થાનમાંથી સદાને માટે ને સર્વથા લોપ થઇ જવાનો નથી એટલે આ મૂર્તિના નાશથી આપણો અંતિમ ઉદ્દેશ તો સિદ્ધ નથી જ થવાનો. અર્થાત્ આ મૂર્તિને ન તોડવાની ઉદારતા દર્શાવવાના બદલામાં જે અતિશય ધનરાશિ આપણને મળે છે તે ધનરાશિને જો આપણે મુસલ્માનોમાં વ્હેંચી દઇશું તો મૂર્તિભંજનના પુણ્ય કરતાં આપણું તે પુણ્ય વિશેષ ગણાશે.' પરંતુ સુલ્તાન મહમૂદે એનો પ્રતિવાદ કરતાં જણાવ્યું કે: 'તમારી સલાહ એકદમ ગયરવાજિબ તો નથી જ; પરંતુ મારી પોતાની એવી જ માન્યતા છે કે હું આ ધનરાશિને સ્વીકારીને આ મૂર્તિને તોડવાના મારા નિશ્ચયને ત્યજી દઇશ, તો ભાવિ પ્રજા મને 'મૂર્તિવિક્રેતા મહમૂદ' તરીકે ઓળખશે અને મારી પોતાની એવી આકાંક્ષા છે કે ભવિષ્યની પ્રજા મને 'બુતફરોશ' તરીકે નહિ, પણ 'બુતશિકન' (મૂર્તિભંજક) તરીકે જ હમેશા ઓળખતી રહે.' પોતાના આવા પ્રકારના કથનને વ્યક્ત કરીને સુલ્તાન મહમૂદે પોતાના સિપાહીઓને મૂર્તિને તોડી નાખવાના કાર્યમાં પુનરપિ પ્રવૃત્ત થવાની આજ્ઞા આપી દીધી. ગુર્જના દ્વિતીય પ્રહારથી સોમનાથની મૂર્તિના ઉદરદ્વારને સુલ્તાને ઊખાડી નાખ્યું અને તે ઉદર પોલું હોવાથી હીરા, માણિક્ય તથા મોતી આદિક બહુમૂલ્ય રત્નો એટલા તો વિશાળ પરિમાણમાં તેમાંથી બહાર નીકળી પડયાં કે તેમનું મૂલ્ય બ્રાહ્મણોએ આપવા કહેલા સુવર્ણરાશિના મૂલ્ય કરતાં બહુ જ વધારે થયું હતું."

...તરીકે રાખવામા આવ્યા હતા.' એટલે આ તો ચાર ટુકડાનો હિસાબ થયો. ...ની સાચી વાત કઇ, પહેલી કે બીજી? એ મૂર્તિના ટુકડાઓ વિના મક્કા તથા ...શરીફની પ્રતિષ્ઠા ઓછી થઇ જવાના વિચારથી કદાચિત્ ફિરિશ્તાએ એના ટુકડા બનાવી દીધા હોય, તો તે પણ સર્વથા સંભવનીય છે. ધર્માન્ધતાનું આ એક ઉત્કૃષ્ટ ઉદાહરણ કહી શકાય.

સોમનાથની મૂર્તિના ભંજનના ફરિસ્તાકૃત આ વૃત્તાન્તમાં સોમનાથની મૂર્તિના નાસિકા તથા ઉદર આદિક ભૌતિક માનવશરીરના ભિન્ન ભિન્ન ભાગોના ઉલ્લેખો કરાયલા હોવાથી આ વૃત્તાન્તના વાચનથી એવો જ ભાસ થાય છે કે જ્યોતિર્લિંગ સોમનાથ મહાદેવની તે સમયની તે મૂર્તિ શ્રી રામચંદ્ર ભગવાન્ તથા શ્રીકૃષ્ણચંદ્ર આદિકની દેવમંદિરોમાં દેખાતી મનોહારિણી મૂર્તિઓ જેવી જ માનવશરીરના સમસ્ત બાહ્ય (દૃશ્ય) વિભાગો વડે વિભૂષિતા હોવી જોઈએ અને સોમનાથના મંદિરના પૂજાધિકારી લક્ષ્મીલોલુપ બ્રાહ્મણોએ તે મૂર્તિના નિર્માણના સમયમાં તેના ઉદરમાં બહુમૂલ્ય રત્નરાશિને સંગ્રહી રાખવામાટે તે મૂર્તિના વિશાળ ઉદરભાગને અંદરથી પેટી પ્રમાણે પોલો રખાવેલો હોવો જોઈએ. ફરિસ્તાકૃત આ અસત્ય વૃત્તાન્તના જ આધારના સમયમાં લખાયલા મુસ્લિમ શાસનકાલિક ભારતવર્ષના ઇતિહાસોમાં અનુવાદ કરાયલા હોવાથી બ્રાહ્મણોની અધાર્મિકતા તથા લક્ષ્મીલોલુપતાના દર્શાવનારી આ માન્યતા ભારતીય હિંદુસમાજના હૃદયમાં પણ ન્યૂનાધિક અંશે દૃઢમૂલ થઈ ગયેલી આપણા જોવામાં આવ્યા કરે છે. પરંતુ એ વૃત્તાન્તની કાલ્પનિકતા તથા અવાસ્તવિકતાનો સંપૂર્ણ નિશ્ચય તો વિચારશીલ પાઠકવૃન્દના હૃદયમાં ત્યારે જ થશે કે જ્યારે અન્ય અનેક મુસ્લિમ [illegible]યોની પરધર્માસહિષ્ણુ લેખિનીથી લખાયલાં સોમનાથની મૂર્તિનાં 'અલિફ લયલા વ લયલા'(અરેબિયન નાઇટ્સ')માંની કાલ્પનિક કથાઓને પણ લજ્જાવનત કરી દેનારાં વર્ણનો હવે પછી તેમના વાંચવામાં આવશે. [illegible]

ફરિસ્તાકૃત એ વૃત્તાન્તના પરિશીલનથી જે એક દ્વિતીય પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ છે કે, જે સુલ્તાન મહમૂદ ગજનવીના મનમાં ફિરદૌસી તૂસી [illegible] કવીશ્વરને આપેલા વચનનો ભંગ કરતાં 'ભવિષ્યની પ્રજા મને 'અહદશિકન' (વચનભંજક) તરીકે ઓળખશે' એનો સાઠ હજાર સુવર્ણમુદ્રાના લોભથી લેશમાત્ર પણ વિચાર આવ્યો ન હોતો તે મહાલોભિષ્ટ મહમૂદ ગજનવી એક પાષાણપ્રતિમાને ન તોડવાની ઉદારતાના મૂલ્ય તરીકે [illegible] વિશાળ સુવર્ણરાશિને જતો કરે, એ કદાપિ સંભવનીય છે [illegible] અર્થાત્ મહમૂદ ગજનવીની આ ધાર્મિકતાની વાર્તા મુસ્લિમ [illegible] અન્ય મુસ્લિમોના હિન્દુઓનાં દેવો તથા દેવીઓની મૂર્તિયોને તોડવા [illegible]

ઉન્માદને વધારવાના આશયથી જ લખેલી હોવાથી સર્વથા કપોલકલ્પિત છે, એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ અને હોવાનો સંભવ પણ નથી. આથી એમ સ્પષ્ટ જણાઈ આવે છે કે, સુલ્તાન મહમૂદ ગજનવી સોમનાથની મૂર્તિના જે ખંડોને ગજની લઈ ગયો હતો તે સોમનાથની ઉપરિવર્ણિત સર્વાવયવમંડિતા મૂર્તિના નહિ કિંતુ લિંગમૂર્તિના જ હોવા જોઈએ અને તે મૂર્તિ પોલી નહિ, પણ નક્કર જ હોવી જોઈએ. માન્યવર સ્ટેન્લી લેન પૂલે પણ પોતાના 'મધ્યકાલિક ભારતવર્ષ' (Mediaeval India) નામક ઇતિહાસગ્રંથમાં ફિરિશ્તાએ આપેલા સોમનાથની શિવમૂર્તિના એ વર્ણનને સર્વથા અસત્ય તથા કપોલકલ્પિત જ ઠરાવ્યું છે;* માત્ર એટલું જ નહિ, પણ સોમનાથની મૂર્તિના ઉદરમાંથી બહુમૂલ્ય રત્નરાશિ નીકળવાનીવાર્તા પણ સર્વથા અસત્ય તથા કપોલકલ્પિત હોઈને કેવળ ગપ્પાંઓ અને તેમાં પણ વિશેષતઃ બ્રાહ્મણોની ધર્મહીનતા તથા ધનલોલુપતાને બતાવવામાટે જ જોડી અથવા ઉપજાવી કાઢવામાં આવી છે. મહમૂદ ગજનવીને સોમનાથના મંદિરના ધનકોષમાંથી અપરિમિત ધનરાશિ તથા રત્નરાશિની પ્રાપ્તિ થઈ હોય, એ સંભવનીય છે; પરંતુ એ વસ્તુઓ મૂર્તિના ઉદર અથવા ગર્ભમાંથી બહાર નીકળી આવવાની કથા સર્વથા અસત્ય તથા અસંભવનીય છે, એ તો કોઈ પણ વિચારશીલ વ્યક્તિ તત્કાળ કહી શકે તેમ છે. સ્ટેન્લી લેન પૂલ મહાશયે મૂર્તિમાં ધનરાશિને છુપાવવામાટે પોલાણ કર્યાની વાર્તાને સ્વીકારી છે, તે પણ કાંઈક ભ્રાન્ત તથા જ્યોતિર્લિંગના સ્વરૂપવિષયક અજ્ઞાનનું જ અનિષ્ટ પરિણામ છે. અસ્તુ.

---

* "As has often been pointed out, the legend in Firishta's story that priests tried to bribe Mahmud to spare the idol, and that he clove it in two with his sword, where upon a vast hoard of jewels poured from its vitals, is manifestly absurd. The idol, Sir W. W. Hunter observed, 'was merely one of the twelve lingas or phallic emblems erected in various parts of India, and could not be cut by a sword; though it is possible that a hiding place was excavated in it."

*Stancly Lane Pool's Mediaeval India, page 36, footnote.*

હવે આપણે એક ઇરાની મુસ્લિમ મુસાફિરે પોતાના સફરનામા(પ્રવાસ-ગ્રંથ)માં સોમનાથના મંદિર તથા સોમનાથની મૂર્તિની જે કથા આપેલી છે તે કથાને પણ જોઇ લઇએ.

## જકરિયા જીકનીકૃત સોમનાથની કથા

જકરિયા જીકની નામક એક ઇરાનવાસી મુસ્લિમ ગૃહસ્થ હિન્દુસ્થાનમાં મુસાફિર તરીકે આવ્યો હતો. તેણે ઇ. સ. ૧૨૬૩ માં પોતાના 'સફરનામા'માં સોમનાથના મન્દિર તથા સોમનાથની મૂર્તિના સંબંધમાં 'અલફલયલા વ લયલા'માંની અદ્દભુત કથાઓની ઢાળની જે કથા લખી રાખેલી મળી આવી છે તે કથા આ પ્રમાણે છેઃ—

"સોમનાથના મન્દિરમાં સાગ—કાષ્ઠ—ના છપ્પન થાંભલા હતા, જ્યાં મૂર્તિ બિરાજતી હતી તે ગર્ભમાં નિબિડ અંધકાર વ્યાપેલો હતો; પરંતુ ત્યાં રત્નખચિત ઝુમ્મરોનો નૈસર્ગિક પ્રકાશ એ અંધકારના અધિકારને અસ્તંગત કરીને ગર્ભાગારને નિરન્તર પ્રકાશિત રાખ્યા કરતો હતો. ચંદ્રગ્રહણના પ્રસંગે ત્યાં લાખો હિંદુઓ સોમનાથની યાત્રા તથા સોમનાથના દર્શનમાટે આવતા હતા. જ્યારે સમુદ્રમાં ભરતી આવતી હતી ત્યારે સોમનાથની મૂર્તિને પોતાની મેળે જ સમુદ્રસ્નાનનો યોગ પ્રાપ્ત થતો. એ મંદિરના ખર્ચને નભાવવામાટે દશ હજાર ગામો મંદિરના નામે મહારાજાઓએ ચઢાવી દીધાં હતાં અને તે ઉપરાંત હજારો વર્ષોથી થઇ ગયેલા જનોએ સોમનાથ મહાદેવને સમર્પેલાં નાનાવિધ નજરાણાંના યોગે સોમનાથના મંદિરમાં અપરિમિત સંપત્તિનો સંચય થઇ ગયો હતો. સોમનાથની મૂર્તિના સ્નાનમાટે કાશીથી નિત્ય ગંગાજળની એક કાવડ આવતી અને મૂર્તિની પૂજામાટે જે મૂલ્યવાન ઉપકરણો હતાં તેમની તો ગણના પણ કરી શકાય તેમ નથી. આ સર્વ સંપત્તિનો સરવાળો આજના હિસાબે ચોસ કરોડ રૂપિયાનો થવા જતો હતો. સોમનાથની મૂર્તિ સામાન્ય મનુષ્ય આકારની (કદ્દે આદમ) હતી, તેના મુઠ્ઠી વાળેલા હાથ ગોઠણ પર રહેલા હતા અને મૂર્તિનો રંગ રક્તકૃષ્ણ—લાલાશમિશ્રિત કાળો—હોઇને તેનાં નેત્રોમાં હીરા જડેલા હતા કે જે હીરા નિરંતર ચમક્યા કરતા હતા. એ મૂર્તિ

અથવા ઉપર કશો પણ આધાર ન હોવા છતાં મૂર્તિ આધાર વચ્ચે અદ્ધર લટકયા કરતી હતી. મહમૂદ ગજનવી એ અદ્ધર ...ની મૂર્તિને જોઇને આશ્ચર્યચકિત થઇ ગયો અને 'કદાચિત્ એ મૂર્તિને ...ણ અદૃશ્ય આધાર હશે જ' એવી શંકાથી તેણે સર્વ સ્થળોને સારી ...પાસી જોયાં. ત્યાર પછી વિચાર કરીને એક મનુષ્યે એવી કલ્પના કે: "આ મૂર્તિ લોઢાની હોવી જોઇએ અને એની ઉપરની ...માં લોહચુંબક નામક પાષાણ જડેલો હોવો જોઇએ.' કેટલાક ...ને એ મનુષ્યની કલ્પના યોગ્ય તથા સત્ય દેખાતાં અને કેટલાકોને ...ત્ય ભાસતાં તેમના એ વિવાદના નિર્ણયમાટે 'ઉપરના છતમાંના ...દ એ પાષાણોને કાઢી નાખવામાં આવતાં મૂર્તિની સમતોલતા ઓછી ... કે કેમ?' એમ ધારીને મહમૂદે પોતાના અનુચરોને તે પાષાણોને ... નાખવાની આજ્ઞા આપી દીધી. અનુચરોએ બે ચાર પાષાણોને કાઢતાં-સાથે જ મૂર્તિ ડામાડોળ થવા લાગી અને વધારે સંખ્યામાં પાષાણો ...ી જતાં મૂર્તિ ધીમે ધીમે નીચે ઉતરીને ભૂમિ ઉપર વિરાજમાન થઇ ગઇ."

...રિસ્તાની વર્ણવેલી મૂર્તિનો બે હાથ જેટલો ભાગ ભૂમિના ગર્ભમાં ...ને બાદ હાથ જેટલી ઉંચાઇનો ભાગ ભૂમિના ઉપરિ અથવા બાહ્ય ...માં દૃષ્ટિગોચર થતો હતો અને આ ઇરાની મુસ્લિમ મુસાફિરની વર્ણવેલી ... સોમનાથની મૂર્તિ લોહચુંબકના યોગે મંદિરમાં નિરાધાર અદ્ધર ...તી હતી; તો પછી એ બેમાંની ખરી મૂર્તિ કઇ? મુસ્લિમ મોરિંખ ...તાની વર્ણવેલી ભૂમિ સાથે સંબંધ ધરાવનારી કે ઇરાની મુસ્લિમ મુસા-...રિયા ઝીકનીની વર્ણવેલી મંદિરના આભ્યંતર વાતાવરણમાં અદ્ધર ...નારી? એક ઇમાનદાર જમીનની વાત કરે છે, તો બીજો ઇમાનદાર તે ...સમાનનો યુગ ન હોવા છતાં પણ આસમાનમાં ઉડતો ફરે છે!

## ...દીકૃત સોમનાથની મૂર્તિની વિલક્ષણ કથા

...ાર પછી હવે સાંભળી લ્યો ઇ. સ. ૧૨૯૨ માં જન્નતનશીન થયેલા શ્રીયુત ગાંધીજી પ્રમાણે 'મહાત્મા' ઉપનામથી મુસ્લિમ આલમમાં ઓળ-... વિશ્વવિખ્યાત પાક મર્દ "અને કરીમા, ગુલિસ્તાન તથા બુસ્તાન આદિક

જગન્માન્ય ગ્રંથોના નિર્માતા શેખ સાદી મહાશયનો સોમનાથના મન્દિર સોમનાથની મૂર્તિ સાથે સંબંધ ધરાવનાર સ્વયમનુભૂત અને તેથી જ અક્ષર સત્ય તથા પ્રામાણિક વૃત્તાન્ત (?). એ મહાત્મા શેખ સાદીએ પોતાના 'બૂસ્તાન' નામક ફારસી ભાષામાં રચેલા ગ્રંથમાં સોમનાથના મંદિર સોમનાથની મૂર્તિનું, એક વિશિષ્ટ કથા લખીને, જે મહાવિલક્ષણ વર્ણન કરેલું છે તે વર્ણન આ પ્રમાણે છેઃ—

"સોમનાથ નામક સ્થાનમાં મેં હાથી દાંતની એક મૂર્તિ હતી. હજરત મુહમ્મદ પયગંબર સાહબના પ્રકટ થવા પૂર્વે અરબ લોકો જેવી દુષ્ટ મૂર્તિઓને જડાઉ કરતા હતા તેવી જ એ દેવમૂર્તિ હાથી દાંતથી જડેલી હતી, એટલે કે તેમાં હાથી દાંત જડી લેવામાં આવ્યો હતો. કારીગરોએ એ મૂર્તિના સ્વરૂપને અપ્રતિમ સુંદર બનાવ્યું હતું. એ અચલ મૂર્તિના દર્શનમાટે ચારે દિશામાંથી યાત્રાળુઓ આવતા હતા; તેમ જ તથા ચગલ દેશ પર્યન્તના રાજાઓ ત્યાં આવીને તે પાષાણપ્રતિમા પાસેથી સાદીને ઈશ્વરના કૃપાથી થયેલા સાક્ષાત્કાર સમાન સાક્ષાત્કારને મેળવવાની આકાંક્ષા દર્શાવતા હતા. મોટા મોટા વિદ્વાનો તથા કવીશ્વરો ભિન્ન ભિન્ન દેશોમાંથી આવીને તે મૂક મૂર્તિ સમક્ષ ઊભા રહી તેની સ્તુતિ કરતા નેત્રોમાંથી અશ્રુને પણ વર્ષાવતા હતા.

"આ સમસ્ત દૃશ્યને દેખીને હું આશ્ચર્યચકિત તથા ખિન્ન થઈ અને સજીવન મનુષ્યો નિર્જીવ વસ્તુની પૂજા તથા ઉપાસના કેમ કરતા હશે એ મને નવાઈભરેલું દેખાવા લાગ્યું.

"ત્યાંના એક બ્રાહ્મણ સાથે મારો પરિચય તથા મૈત્રીસંબંધ થઈ ગયો હતો અને તે બ્રાહ્મણ મારો સ્નેહી હોવા ઉપરાંત સહનશીલ તથા મધુરભાષી હોવાથી મેં તેને સંબોધીને એક વાર મૃદુતાથી કહ્યું કેઃ 'હે બ્રાહ્મણ, આ દેશમાં ચાલતી આ મૂર્તિપૂજાની પ્રથાને જોઈને મારા મનમાં અતિશય આશ્ચર્ય થયા કરે છે. અહીંના લોકો પાગલ થઈને આ નિર્જીવ તથા નિર્બલ મૂર્તિના નાદે ચઢી ગયા છે. આ મૂર્તિના હસ્તમાં શકિત નથી અને ચાલવામાટે એને પગો પણ નથી એટલે જો એને ઊપાડીને નીચે નાખી દેવા

આવે તો એનાથી પુનઃ ઊઠી શકાતું નથી. આ મૂર્તિનાં નેત્રો પીળા કેરબા અથવા પુષ્કરાજ—પોખરાજ—નાં બનેલાં છે એ તને નથી દેખાતું કે શું? અર્થાત્ આવા આંધળા દેવ પાસેથી સાક્ષાત્કારની આશા રાખવી એ એક પ્રકારનો પ્રચંડ પ્રમાદ નથી તો બીજું શું છે વારૂ?"

"મારા આ ભાષણને સાંભળતાં જ તે બ્રાહ્મણ મારો મિત્ર મટીને વૈરી થઇ ગયો અને કોપથી અગ્નિ પ્રમાણે લાલચોળ થઇ મને પકડી લઇને તેણે ત્યાંના અન્ય બ્રાહ્મણોને તેમ જ શિવાલયમાંના વયોવૃદ્ધ વિપ્ર પૂજારીઓને [illegible] વાર્તા જણાવી દીધી. મને મારી સુરક્ષિતતા ભયમાં આવી [illegible] દેખાવા લાગી; કારણ કે, જેવી રીતે તેમને વક્ર માર્ગ સરળ [illegible] તો તેવી જ રીતે તેમની દૃષ્ટિને સીધો રસ્તો વાંકો દેખાવા લાગ્યો. [illegible] મનુષ્ય અત્યંત વિચારશીલ તથા બુદ્ધિમાન્ હોવા છતાં મૂર્ખોના [illegible] તો મૂર્ખ જ સિદ્ધ થાય છે. તે પ્રસંગે હું કોઇ એક પાણીમાં [illegible] માણસ પ્રમાણે સર્વથા નિરુપાય થઇ ગયો અને તેમની ખુશામત [illegible] વિના તેમના પંજામાંથી છટકવાનો બીજો કોઇ રસ્તો જ મને ન દેખાયો. [illegible] મૂર્ખ મનુષ્ય સાથે વૈર બંધાતાં તેના પંજામાંથી દીનતા દર્શાવીને [illegible] ખુશામદ કરીને જ છટકી શકાય છે, એ તારે બરાબર ધ્યાનમાં રાખી [illegible]

[illegible] ત્યાંના મહન્તની પુષ્કળ સ્તુતિ કરીને કહ્યું કે: 'હે જિન્દ* ગ્રંથ-[illegible] વયોવૃદ્ધ ધર્મોપદેશક મહાશય! આ મૂર્તિના સુંદર સ્વરૂપનાં દર્શન-[illegible] મનમાં પણ અતિશય આનન્દ થયા કરે છે; કારણ કે, મારી [illegible] દેખાવ ઘણો જ સારો તથા એનું રૂપ અતિશય મોહક દેખાય [illegible] અહીં ફરતો ફરતો હમણાં જ આવી લાગ્યો છું અને મુસાફિરને સારી [illegible] વસ્તુનું જ્ઞાન તત્કાળ નથી થઇ જતું, એ તો આપ અનુભવી [illegible] સારી રીતે જાણો જ છો. આ પ્રથાના રહસ્યને આપ સારી

* [illegible] અગ્નિપૂજક પારસી લોકોના ધર્મગ્રંથની ભાષા હોવાથી શેખ સાદીએં [illegible] હિન્દુ ધર્મગ્રંથોનો અહીં ગોટાળો કરી નાખ્યો છે. આ સ્થાનમાં [illegible]નો જ ઉલ્લેખ હોવો જોઇયે.

રીતે જાણો છો તે એટલામાટે કે આપ અહીંના ઉપદેશકોના રાજા છો. પણ પ્રકારની પૂજા કેવળ રૂઢિમાર્ગ કિંવા વૃદ્ધ જનોના વચનને અનુસરીને કરવી, એ કુમાર્ગસેવન છે. અર્થાત્ કોઇ પણ માર્ગનો તેના રહસ્યને જાણી લીધા પછી કરેલો સ્વીકાર યોગ્ય તથા કુશળપરિણામી થાય છે. જો મૂર્તિનો તાત્ત્વિક અર્થ મારા જાણવામાં આવી જશે, તો હું પણ અવશ્ય આ પ્રતિમાનો સર્વશ્રેષ્ઠ પૂજક તથા અનન્ય ભક્ત થઇ જઇશ !'

"મારા આ કથનના શ્રવણથી તે બ્રાહ્મણનું મુખમંડળ આનન્દપ્રફુલ્લ તથા સુપ્રસન્ન થઇ ગયું અને તે મારા વિચારોને માન્યતા સમર્પતો કહેવા લાગ્યો કે: 'હે યોગ્ય ભાષણ કરનાર પુરુષ ! તારો પ્રશ્ન યોગ્ય તથા તારું કાર્ય સ્વચ્છ છે. કોઇ પણ વિષયનો ઊહાપોહ કરનાર મનુષ્ય તે વિષયના તત્ત્વાર્થને અવશ્ય પ્રાપ્ત કરી શકે છે. તારું કથન સત્ય છે; પરંતુ આ મૂર્તિ નિત્ય પ્રાતઃકાળમાં તે ન્યાયી તથા પરમસમર્થ પરમેશ્વરનો આપણા ઉપર અનુગ્રહ થાય એટલામાટે પોતાના હાથને ઊંચો કરે છે. જો તારી ઇચ્છા હોય, તો આજે રાત્રિના સમયમાં તું અહીં જ રહેજે. આવતી કાલે એ સર્વ રહસ્ય સ્પષ્ટ સ્વરૂપમાં તારા જોવા તથા જાણવામાં આવી જશે.'

"તે વયોવૃદ્ધ મહન્તના વચન અનુસાર કોઇ એક કૂપમાં પડવાથી લીન થઇ ગયેલા મલ્લ પ્રમાણે નિરુપાયવશાત્ હું ત્યાંજ રહ્યો. તે નિશા મને ન્યાયના અંતિમ દિવસ (રોજે કયામત) સમાન દીર્ઘતમા ભાસવા લાગી. તે બ્રાહ્મણો હાથપગ ધોયા વિનાજ મારી પાસે આસપાસ સંભાષણ કરવાને બેસી ગયા અને તેઓ મારી આસપાસ બેસી ગયેલા હોવાથી મારે પણ વજૂ ન કરતાંજ નમાજના વિધિને આટોપી લેવો પડ્યો. તેમનામાંના મોટા મોટા પંડિતો પણ કદાપિ જળને સ્પર્શ કરતા ન હોતા અને તેથી તેમની બગલમાંથી તડકામાં સડતા પડેલા મડદા જેવો દુર્ગંધ આવ્યા કરતો હતો.

* પૂર્વે જેવા રીતે શેખ સાદીએ પારસી તથા હિંદુ ધર્મગ્રંથોનો ગોટાળો કરેલો છે તેવીજ રીતે આ સ્થાનમાં બ્રાહ્મણોને જૈન ધર્મના સાધુઓના સ્વરૂપે વર્ણવવાનો અક્ષમ્ય પ્રમાદ કરી બતાવ્યો છે એ કોઇ પણ કહી શકે તેમ હોવાથી શેખ સાદીએ તેના પોતાના કથન અનુસાર આ કથા પ્રત્યક્ષ અથવા અપરોક્ષ અનુ

પ્રાયશ્ચિત મારા હાથે કોઇ વાર કોઇ એક મહાપાપ થઇ ગયું હશે તેથી મારે આજ રાત્રે આવી કઠિન શિક્ષા ભોગવવી પડી હતી. આવી રીતે પ્રતિબંધ તથા સંકટમાં એક હાથને મારી છાતી પર રાખીને બીજા હાથ વડે ઇશ્વરની મદદને યાચતાં યાચતાં મેં તે આખી રાત વીતાડી દીધી.

"એટલામાં એકાએક નગારૂં વાગ્યું એટલે કે નગારચીએ નગારૂં વગાડ્યું અને જાણે તેની સાથે બ્રાહ્મણોના મરણના ધ્વનિને જ કાઢી રહ્યો હોય ની! તદ્વત્ કૂકડાએ પણ બાંગવા માંડ્યું. કૃષ્ણ વસ્ત્ર પરિધાન કરનાર શુદ્ધ રાત્રિરૂપ લેખકે પોતાના મ્યાનમાંથી દિવસરૂપ તેજસ્વિની તલ્વારને બહાર કાઢી લીધી કિંવા ચકમકના તોડારૂપ રાત્રિના અંધકારમાં પ્રભાતરૂપ પાવક પ્રજ્વલિત થયો અને તેના યોગે સમસ્ત સૃષ્ટિ અચાનક પ્રકાશમાના થઇ ગઇ: અથવા તો સંગબાર*ના કાળા દેશમાં એક બાજૂથી એકદમ જાણે કેટલાક ગૌરવર્ણ તાતાર લોકો આવી પડ્યા હોય ની! એવો જ ભાસ થવા લાગ્યો.

"તે ધ્વનિને સાંભળતાં જ જેઓ નષ્ટબુદ્ધિ હતા અને જેમણે પોતાનાં મોઢાં પણ ન હોતાં ધોયાં તેવા અસંખ્ય બ્રાહ્મણો પોતાનાં ઘરો તથા ગલીગૂંચીઓમાંથી દોડતા દોડતા દેવાલયમાં દાખલ થઇ ગયા. નગરમાં તથા નગરની ગલીઓમાં નામમાત્રને માટે પણ કોઇ પુરુષ બાકી ન રહ્યો. તે પિશા-

---

ભૂતિથી લખી હોય એમ કદાપિ માની શકાય તેમ નથી; કારણ કે, જો હિંદુધર્મનો તેને પ્રત્યક્ષ અનુભવ મળ્યો હોય, તો તેના હસ્તથી આટલી સીમાપર્યન્તના બાલિશ પ્રમાદો કદાપિ થાય જ નહિ. ધર્માન્ધતા(મજહબી તઅસ્સુબ)ના કારણથી અન્ય ધર્મો તથા અન્યધર્મીઓને નિન્દવાની મુસ્લિમ મહાશયોની આ કાળી કળા અથવા પાખંડ પદ્ધતિયો અવશ્ય લક્ષમાં રાખી લેવા યોગ્ય છે.

* સંગબાર, જંગબાર કિંવા જંજિબાર નામક દેશ આફ્રિકા ખંડના પૂર્વભાગમાં આવેલો છે અને ત્યાંનાં આદિમ નિવાસી મનુષ્યો રંગે અતિશય કાળાં આથી તે દેશને હબશાન—હબ્શીઓનો દેશ—પણ કહેવામાં આવે છે. એ દેશની હતો રાજધાનીનું નામ પણ જંગબાર હોઇને તે એક બંદરગાહ છે. અત્યારે તો જે હબશાન પણ બ્રિટિશ સરકારના જ અધિકાર નીચે છે; ત્યાંનો અરબ સુલ્તાન નામમાત્રનો પગારદાર સુલ્તાન છે.

આલયમાં એક સોય જેટલી જમીન પણ ખાલી ન રહી. હું પોતે આશ્ચર્ય તથા કોપથી ત્રાસી ગયો હતો અને અખંડ જાગરણના કારણથી ગાંડા જેવો થઈ ગયો હતો. એટલામાં તે મૂર્તિએ અચાનક પોતાના હાથને ઊંચો ઊપાડયો અને તે વેળાએ ત્યાં એકત્ર થયેલા લોકોએ એકદમ તુફાની સમુદ્રની ભીષણ ગર્જના સમાન ધ્વનિ કરવા માંડયો.

"એ પછી કેટલીક વારે દેવાલય ખાલી થતાં તે બ્રાહ્મણ હસતો હસતો અને મારા પ્રતિ દૃષ્ટિપાત કરતો કહેવા લાગ્યો કે: 'હવે તો મને લાગે છે કે તારા મનમાં કશી પણ શંકા નહિ જ રહી હોય; કારણ કે, હવે સત્ય રહસ્ય તારા સમક્ષ પ્રકટ થઈ ગયું છે અને એમાં કપટ જેવું કાંઈ પણ છે જ નહિ.'

"તે બ્રાહ્મણોના મનમાં મૂર્ખતાને આકંઠ ભરેલી તથા અશકય ઘટના-વિષયક શ્રદ્ધાને દૃઢમૂલ થયેલી જોઈને તેમને સત્યથી કાંઈ પણ અન્યથા કિંવા વિપરીત વાર્તા કહ્યા વિના નહિ જ ચાલે એવો મારો નિશ્ચય થઈ ગયો; કારણ કે, મૂર્તિમાન્ અસત્યમાં વિશ્વાસ રાખનારાઓથી સત્યને છુપાવવું જ જોઈએ, એ જ સર્વમાન્ય નીતિ છે. આપણે દુર્બળ હોઈયે અને બલાઢ્ય સાથે પ્રસંગ પડી ગયો હોય, તો તે વેળાયે તેની સાથે લઢીને પોતાના હાથને તોડાવી નાખવો એ પુરુષાર્થ નથી. આ કારણથી મેં થોડી વાર ઢોંગથી અશ્રુ વર્ષાવીને અથવા અશ્રુપાતનો અભિનય કરીને કહ્યું કે: 'હું પ્રથમ આ મૂર્તિના સંબંધમાં જે કાંઈ પણ બોલ્યો હતો તેમાટે મારા મનમાં હવે પશ્ચાત્તાપ-યુક્ત લજ્જા થાય છે.' આવા કૃત્રિમ અશ્રુપ્રવાહથી મેં તે ધર્મહીનોનાં મનોને મારા પ્રતિ આકર્ષી લીધાં, એટલે એથી એ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે જો સત્ય જલના પ્રવાહથી પાષાણો પણ પોતાના સ્થાનમાંથી ચળી જાય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. મારી આવી સ્થિતિને જોઈને તે બ્રાહ્મણો મારી સેવા કરવામાટે મારી તરફ દોડયા અને તેમણે પ્રેમપૂર્વક મારા હાથોને પકડી લીધા. મેં તે ચંદની તથા સોનેરી સિંહાસન પર સ્થપાયલી હસ્તિદંતી મૂર્તિ સમક્ષ જઈને મારા કૃતકર્મમાટે બાહ્યતઃ પશ્ચાત્તાપ કર્યો; તે ક્ષુદ્ર દેવતાના હસ્તને ચુમ્બન કર્યું અને મનમાં કહ્યું કે; 'આ દુષ્ટ મૂર્તિનો તથા

'પૂજકોનો સર્વનાશ થાઓ!' પણ બાહ્યતઃ હું તેમના જેવો જ કાફિર રસ્ત—પ્રતિમાપૂજક—થયો અને થોડાક દિવસ હિંદ ગ્રંથનું અધ્યયન કરી તઃ બોલવા ચાલવામાં બ્રાહ્મણ બની ગયો! ત્યારપછી મને પોતાને ત્યાંના નામાંનો એક પંડિત થઈ પડેલો જોઈને મારો આનંદ તે ભૂમિમાં તથા મારા પોતાના શરીરમાં પણ ન સમાઈ શકે તેટલી સીમાપર્યંત વધી ગયો.

"એક દિવસ રાત્રિના સમયમાં તે દેવાલયના દ્વારને મજબૂત બંધ હું વૃશ્ચિક પ્રમાણે ડાબી બાજૂ તથા જમણી બાજૂ વિચરવા લાગ્યો તે સિંહાસનના ઉપરિભાગ તથા અધોભાગમાં તીવ્ર દૃષ્ટિપાત કરતાં સોનેરી પડદો મારા જોવામાં આવ્યો. તે પડદાની પાછળ એક પાવક-(અગ્નિપૂજક અથવા આતિશપરસ્ત) પૂજારી પોતાના હાથમાં એક લાંબી ા એક છેડાને ઝાલીને બેઠો હતો. આ દૃશ્યને જોતાં જ દાઊદ પયગં-હસ્તનો સ્પર્શ થતાં લોઢું મીણ પ્રમાણે મૃદુતમ થઈ જતું હતું તેવી રીતે મે સ્થાનનું રહસ્ય તે ક્ષણે જ મારા ધ્યાનમાં આવી ગયું અને હું ગયો કે એ દોરીને ખેંચવાથી મૂર્તિનો હાથ ઈશ્વરની કૃપાને યાચવા-માટે ંચો થતો હતો.*

---

* "લોઢાનાં બખ્તરો બનાવવાની કળા પ્રથમ દાઊદ પયગંબરે શોધી કાઢી હતી એવી એક દન્તકથા મુસ્લિમ સમાજમાં પ્રચલિત છે. દાઊદ પયગંબર ગુપ્ત ફરતી બજારમાં ભ્રમણ કરીને લોકો તેના સંબંધમાં જે કાંઈ બોલતા હતા તે સાંભળતો હતો એટલે લોકો હમેશા તેની પીઠ પાછળ પણ તેની તારીફ જ કર્યા કરતા હતા. એક માણસે કહ્યું કે: 'દાઊદ જો કે છે તો સારો; પણ જો તે સરકારી પૈસાથી પોતાનું પેટ ન ભરતો હોત, તો અત્યારે છે તેના કરતાં પણ વધારે સારો થઈ શકત.' પોતાની આવી નિન્દા સાંભળીને દાઊદને માઠું લાગતાં તેણે લુહારના ધંધો સ્વીકારી લીધો. પરમેશ્વરે તેના પર કૃપા કરીને તેના હસ્તનો સ્પર્શ થતાંની સાથે લોઢું મીણ પ્રમાણે મૃદુ—નરમ—થઈ જાય એવી તેના માટે વ્યવસ્થા કરી આપી. તે લોઢાનાં બખ્તરો બનાવીને એક બખ્તર ૪૦૦૦ દિરમની કીમતથી વેચતો હતો અને તેમાંથી પોતાના કુટુંબનું તથા પોતાના શરીરનું પોષણ કરતાં બાકી જે કાંઈ બચતું હતું તે ગરીબોને દાન તરીકે આપી દેતો હતો."

કુરાન, સૂરા ૨૫, આયત ૧૦.

"મને જોતાં જ તે દોરીના છેડાને ઝાલનાર બ્રાહ્મણ લજ્જિત થઇ ગયો. કારણ કે, ગુપ્ત પાપનો પ્રકાશ મહાદોષાસ્પદ તથા ભયંકર હોય છે. તે ત્યાંથી નાઠો એટલે હું પણ તેની પાછળ દોડયો અને 'જો એ બ્રાહ્મણ જીવતો રહેશે તો હું એના ભેદનો પ્રકાશ કરી દઇશ, એવા ભયથી અવશ્ય એ મારા પ્રાણ લેવાનો પ્રયત્ન કરશે' એમ ધારીને મેં એ બ્રાહ્મણને એક કૂવામાં નાખી દીધો... એના મૃત શરીરદ્વારા પણ એ રહસ્ય કોઇના જાણવામાં ન આવી જાય એટલામાટે મેં એના મસ્તકને પણ પાષાણવડે છૂંદી નાખ્યું અને પછી ત્યાં કોલાહલને ઉદ્ભવેલો જોઇને હું તે પ્રદેશમાંથી પલાયન કરી ગયો......* ત્યાર પછી હું હિન્દુસ્થાનમાંથી નીકળીને, એટલે કે એ સંકટમાંથી માંડ માંડ મુક્તિ મેળવીને હજના માર્ગને સ્વીકારી યમનની દિશાએ અગ્રસર થવા લાગ્યો. તે સ્થાનમાં મારા શિરપર દુઃખના જે ડુંગર પડયા હતા અને કાતિલ જહર(ઝેર)ના જે પ્યાલા મારે પીવા પડ્યા હતા તેના યોગે મારૂં કડવું થયેલું મોઢું હજી સુધી પણ ગળ્યું થઇ શક્યું નથી."

આ મહાત્મા (૧) શેખ સાદીકૃત 'બૂસ્તાન,' નામક ગ્રંથના આઠમા બાબ–પ્રકરણ અથવા પરિચ્છેદ–ની અગિયારમી કથા છે અને એ કથાનું સુંદર શીર્ષક રાખવામાં આવ્યું છે તે 'હિંદુસ્થાનનો પ્રવાસ અને મૂર્તિપૂજકોની મૂર્ખતા' છે. પરંતુ આ કથામાં શેખ સાદીએ અથથી ઇતિ હિંદુધર્મના સુન્દર સિદ્ધાંતો તથા હિંદુધર્મ અને તેમાં ય શૈવ ધર્મ સાથે ઘનિષ્ટ સંબંધ ધરાવનારા આચાર વિચાર આદિકના સંબંધમાં જે ભયાનક અજ્ઞાન તથા મૂર્ખત્વના અસત્યવાદયુક્ત પ્રદર્શન કરી બતાવ્યાં છે તેમનો વિચાર કરતાં તો એ કૌટિલ્યજન્ય કથાનું એ જ શીર્ષક યોગ્ય હતો.

* જ્યારે શેખ સાદી જેવા મહાત્મા મનાતા પવિત્ર મુસ્લિમો પણ આશ્રયદાતા હિન્દની આવી નિર્ઘૃણ હત્યા કરતાં નથી અચકાતા, તો સામાન્ય કોટિના મુસ્લિમો પોતાના એવા મહાત્માઓને પગલે ચાલીને હત્યા કરતા રહે, તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઇ શકે વારૂ?

ત્યાં સોમ
મણ
પ્રયત્ન
પ્રાત*
નીકળી
શિથી
પંડક
તાપથી
સર્ગિક
તાપથી
જતની
અભિ-
શકાય ?
ઉભય
એ તો
કથાનાં
પ્રાભિ-
હતો.
મનાત
નામથી
પવિત્ર
પવિત્ર
રહે !

'ફુત્રા સાર્થકતાની દૃષ્ટિથી રાખવું જોઇએ કે: 'શેખ સાદીની આર્યાવર્તની ...ા અને અસત્યવાદિતા તથા મહામૂર્ખતાની પરિસીમા ! *

મહાત્મા શેખ સાદીને જેવી રીતે સૂફી સંપ્રદાયના શાયર—કવિ—તરીકે ...વામાં આવે છે તેવી જ રીતે હિજરી સનની સાતમી સદીમાં થઇ ગયેલો ફરીદુદ્દીન અત્તાર નામક શાયર પણ સૂફી સંપ્રદાયનો અનુયાયી હતો તેણે સુલ્તાન મહમૂદ ગજનવીના હસ્તથી સોમનાથની મૂર્તિના થયેલા ...ની એક કથા લખેલી છે, એટલે હવે આપણે તે કથાને પણ જરાક ... લઇએ.

## ફરીદુદ્દીન અત્તારકથિત સોમનાથની કથા

શેખ ફરીદુદ્દીન અત્તાર નામક સૂફી શાયરે પોતાના રચેલા 'મંતિકુત્તયર' ગ્રંથમાં સોમનાથની મૂર્તિના મહમૂદ ગજનવીના હસ્તથી થયેલા ભંજ- ...જે કથા આપેલી છે તે કથા બહુ અંશે ફરિશ્તાકૃત કથાને મળતી જ ...ાત્ર મૂર્તિના નાશના વિધિમાં જ કંઇક ભિન્નતા છે અને તે એ કે: ...ણોની મૂર્તિના ભારોભાર સુવર્ણ તોળી આપવાની પ્રાર્થનાનો અસ્વીકાર ...ુલ્તાન મહમૂદે 'મૂર્તિભંજક'ના મહાગૌરવાન્વિત પદને મેળવવાનો જ ...જ્યારે કરી લીધો ત્યારે પછી મૂર્તિના વિનાશનો પ્રશ્ન જ અવશિષ્ટ ...તો એટલે સુલ્તાન મહમૂદે પોતાના અનુચરોને તે મૂર્તિની આસપાસ

---

* મહાત્મા શેખ સાદીકૃત 'કરીમા' અથવા 'પન્દનામઃ' નામક કાવ્યગ્રંથનો મેં ... પૂર્વે પદ્યાનુવાદ કરેલો હોઇને તે મારા 'કાવ્યકુસુમાકર' નામક કાવ્ય- ... સચિત્ર પ્રકાશિત કરવામાં આવ્યો છે. આ 'બૂસ્તાન' નામક બૃહદ્ ગ્રંથનો ગુર્જર ગદ્યાનુવાદ મેં કરેલો છે અને તે અલ્પ સમયમાં જ પ્રકાશિત ...છે. એ જ પ્રમાણે 'ગુલિસ્તાન' નામક ગ્રંથનો ગુર્જર અનુવાદ પણ કેટલાંક કારણોથી અવિકલ સ્વરૂપમાં મારે કરવાનો છે અને તે માટેનાં સમસ્ત ... મેં અતઃપૂર્વ અત્યંત પરિશ્રમપૂર્વક ક્યારનાં ય મારા ગૃહના ગ્રંથાલયમાં ... રાખ્યાં છે. 'ગુલિસ્તાન'ના ગુજરાતી ભાષામાં મુસ્લિમ તથા પારસી મુતર્જિ- ...સ્તે ચાર કે પાંચ અનુવાદો થયા છે; પરંતુ તે સર્વ અનુવાદો દોષપૂર્ણ ... અનર્થોત્પાદક છે.

અગ્નિને પ્રજળાવવાની આજ્ઞા સંભળાવી દીધી. જ્યારે અગ્નિને પ્રજળાવવામાં આવ્યો અને તેનો તાપ જ્યારે પ્રચંડ થઇ ગયો ત્યારે તે તાપના યોગે સોમનાથની મૂર્તિ ધડાકા સાથે ફાટી ગઇ અને તેના ઉદરમાંથી પાકા ૨૦ મણ જેટલા વજનનો બહુમૂલ્ય રત્નરાશિ બહાર નીકળી પડયો. મૂર્તિનાશવિષયક પોતાના નિશ્ચયના આવા ઇષ્ટતમ પરિણામને જોઇને સુલ્તાને કહ્યું કે: 'આ લાત* પાવકને જ પાત્ર છે અને એમાંથી જે આ બહુમૂલ્ય રત્નરાશિ બહાર નીકળી આવ્યો છે તે મને મારા પરવરદિગાર પાસેથી મળેલી બખ્શીશ છે.' "

આ કથા પણ સોમનાથની મૂર્તિને અંદરથી પોલી હોઇને રત્નરાશિથી ભરેલી તરીકે દર્શાવી રહી છે; પરંતુ એ મૂર્તિને કોઇ પણ ખંડક સાધનદ્વારા ખંડિત કરવાને બદલે સુલ્તાન મહમૂદે એનો અગ્નિના તાપથી નાશ કરાવ્યો હતો, એટલી એમાં નવીનતા છે અને એ નવીનતા નૈસર્ગિક સ્વરૂપમાં જ એ પ્રશ્નને ઉપસ્થિત કરી દે છે કે: જે મૂર્તિ અગ્નિના તાપથી ફાટી ગઇ હતી તે મૂર્તિ કાષ્ઠની હતી, લોહની હતી, કાંસ્યની હતી, રજતની હતી, સુવર્ણની હતી કે પાષાણની હતી? અને જો સુલ્તાન મહમૂદે અગ્નિદ્વારા એ મૂર્તિનો નાશ કરાવ્યો હોય, તો તેને મૂર્તિભંજક કેવી રીતે કહી શકાય? તેને મૂર્તિદાહક જ કહી શકાય; કારણ કે, ભંજન તથા દહન એ ઉભય શબ્દો એક બીજાથી સર્વથા સ્વતંત્ર તથા ભિન્ન અર્થોને ધરાવનારા છે, એ તો કોઇ પણ બુદ્ધિશાળી મનુષ્ય તત્કાળ કહી શકે તેમ છે. અર્થાત્ આ કથાનાં મૂલ્ય પણ કાંઇ વિશેષ આંકી શકાય તેમ નથી.

---

* લાત ઇસ્લામના આગમનથી પૂર્વે મક્કાના મંદિરમાં વિરાજતી અને પ્રાગિસ્લામિક મૂર્તિપૂજક અરબોદ્વારા પૂજાતી ત્રણ પ્રધાન પ્રતિમાઓમાંની પણ અગ્રગણ્યા પ્રતિમા હતી કે જેનો હજરત મુહમ્મદ પયગંબર સાહબના હસ્તે નાશ થયો હતો. મક્કાની એ મુખ્ય ત્રણ મૂર્તિયોનાં નામ અનુક્રમે અલ લાત, અલ ઉજ્જા તથા મનાત હતાં. શેખ અત્તારે સોમનાથની મૂર્તિને પણ પોતાના ગ્રંથમાં 'લાત્' નામથી ઓળખાવીને મક્કામાંની મૂર્તિયોના વિનાશની ઘટનાનું પોતાના પાઠકોને પવિત્ર સ્મરણ કરાવ્યું છે કે જેથી મુસ્લિમો મૂર્તિભંજનના પોતાના સ્વર્ગસુખદાયક પવિત્ર વ્યવસાયને નિરંતર ચલાવતા જ રહે અને 'બુતશિકન'ના ખિતાબને મેળવતા રહે!

## 'ફુતુહુસ્સલાતીન'માંની ભવિષ્યદર્શિની ગપ્પાષ્ટકી ગાથા

ફારસી ભાષામાં 'ફુતુહુસ્સલાતીન' નામક એક ગ્રંથ લખાયલો છે કે જેની નિર્માણવેળા હિજરી સન્‌ની આઠમી સદીની માનવામાં આવે છે. મુસ્લિમ બિરાદરો તેમ જ ક્રિશ્ચિયન્ પાદરી બાવા આદિક આર્યેતર જાતિમાં જન્મેલા તથા આર્યેતર ધર્મને માનનારા વિદેશી તથા વિધર્મી મહાશયો અનેક વાર હિન્દુઓનાં પુરાણોમાંની ઐતિહાસિક કથાઓને પણ અસંભવનીય તથા ગપ્પાષ્ટક તરીકે ઓળખાવવાની ધૃષ્ટતા કરતા રહે છે! પરંતુ આ 'ફુતુહુસ્સલાતીન' નામક ગ્રંથમાં સુલ્તાન મહમૂદ ગજનવી તથા તેના હસ્તથી ભવિષ્યમાં ઘટનારી સોમનાથની મૂર્તિના ધ્વંસની ઘટનાના સંબંધમાં જે એક ભવિષ્યદર્શિની ગપ્પાષ્ટકી ગાથા ગાવામાં આવી છે, તેવાં ગપ્પાષ્ટકો તો આ જગતમાં ક્યાંય શોધ્યાં જડે તેમ છે જ નહિ. એ ગપ્પાષ્ટકી ગાથા ગાય છે કેઃ—

"સુલ્તાન મહમૂદ ગજનવીના જન્મની ઘટના ઘટયા પછી અલ્પ સમયમાં જ ભારતીય હિન્દુ જ્યોતિઃશાસ્ત્રવેત્તા અથવા ભવિષ્યવેત્તાઓ એ ભયંકર ભાવિને જાણી ગયા હતા કેઃ જેના હસ્તથી ભવિષ્યમાં સોમનાથનાં મંદિર તથા મૂર્તિનો ધ્વંસ થવાનો હતો તેવા એક મુસ્લિમ શાહજાદાનો ગજના નગરમાં જન્મ થઇ ચૂક્યો હતો. આ કારણથી, સોમનાથની મૂર્તિના ધ્વંસની ભાવિ ઘટનાને અટકાવી દેવામાટે તે ભવિષ્યવેત્તાઓએ રાજા જયપાલને એવો આગ્રહ કર્યો કેઃ "મહારાજ, આપ અત્યારે જ આપના પ્રતિનિધિને ગજના મોકલીને એ બાળક પાસેથી એવું વચન મેળવી લ્યો કેઃ જ્યારે પણ ભવિષ્યમાં તેને સોમનાથની મૂર્તિના ધ્વંસનો અવસર પ્રાપ્ત થાય ત્યારે તે એ મૂર્તિનો ધ્વંસ ન કરે, કિન્તુ વિપુલ ધનરાશિ લઇને તે પવિત્ર મૂર્તિ પાછી હિન્દુઓના હાથમાં સોંપી દેવાની ઉદારતા દર્શાવે." ભવિષ્યવેત્તા બ્રાહ્મણોના આદેશ અનુસાર રાજા જયપાલે પોતાના પ્રતિનિધિને ગજના મોકલીને ભાવી સુલ્તાન મહમૂદ પાસેથી એ વચન મેળવી લીધું. જ્યારે સુલ્તાન મહમૂદે સોમનાથ ઉપર આક્રમણ કર્યું અને સોમનાથની મૂર્તિના વિનાશની વેળા આવી લાગેલી દેખાવા લાગી ત્યારે તે બ્રાહ્મણોએ મહમૂદ ગજનવીને

તેના બાલ્યકાળમાં મૂર્તિને ન તોડવા માટેના આપેલા વચનનું સ્મરણ કરાવ્યું અને ધનરાશિને સ્વીકારીને મૂર્તિને અખંડ સ્વરૂપમાં તેમને હવાલે કરી દેવાનો આગ્રહ કર્યો. મહમૂદની એ મૂર્તિને ધનરાશિના બદલામાં બ્રાહ્મણોના હાથમાં પાછી સોંપી દેવાની પણ ઇચ્છા ન હોતી અને પોતાના વચનનો ભંગ કરીને વચનભંગી થવાની પણ ઇચ્છા ન હોતી, એટલામાટે તેણે પોતાના અનુચરોને તે પાષાણનિર્મિત પ્રતિમાને પાવકમાં પ્રજાળીને ચૂનાના રૂપમાં પરિવર્તિત કરવાનો હુકમ ફર્માવી દીધો. જ્યારે બીજે દિવસે બ્રાહ્મણો તેની પાસે આવીને ધનરાશિને સ્વીકારવા તથા મૂર્તિને પાછી આપવાનો પુનરપિ આગ્રહ કરવા લાગ્યા ત્યારે તેણે મૂર્તિના ચૂનાવડે ચોપડાયલાં તામ્બૂલનાં બીડાં તે બ્રાહ્મણોને અનુચરદ્વારા સત્કાર તરીકે અપાવ્યાં અને બ્રાહ્મણો તે તામ્બૂલનાં બીડાંઓને સામાન્ય બીડાં ધારીને મોઢાંમાં નાખી ચાવી ગયા. તામ્બૂલનાં બીડાંને ચાવી ગયા પછી જ્યારે વળી પાછી બ્રાહ્મણોએ સુલ્તાન પાસેથી મૂર્તિની યાચના કરી ત્યારે પછી સુલ્તાને કહ્યું કેઃ 'તમારી મૂર્તિના ચૂર્ણને તો તમો મોઢાંમાં નાખીને ચાવી તથા ચાટી ગયા છો; છતાં મારી પાસેથી મૂર્તિની યાચના કરી રહ્યા છો, એ આશ્ચર્યનો વિષય છે.'

"આ ઘટના ઘટી ગયા પછી, એટલે કે સુલ્તાન મહમૂદ ગજનવીના હસ્તથી આવી રીતે સોમનાથની મૂર્તિનો વિનાશ થઇ ગયા પછી સુલ્તાને સોમનાથની જે મૂર્તિનો ચૂનો બનાવરાવ્યો હતો તે મૂર્ત્તિના જેવી જ એક બીજી મૂર્તિ એક બ્રાહ્મણે તૈયાર કરાવી અને તે નવીન મૂર્તિને તે નગરના બાહ્ય ભાગમાંના દૂરસ્થ નિર્જન સ્થાનમાં ક્યાંક લઇ જઇને ભૂમિના ગર્ભમાં દાટી આવ્યો. ત્યાર પછી તેણે એક વાછડાને જે સ્થાનમાં તે મૂર્તિને તેણે દાટી દીધી હતી તે સ્થાનની ભૂમિને પગવડે ખોદવાનું કેટલાક દિવસ પર્યન્ત શિક્ષણ આપ્યું અને જ્યારે તે વાછડો બરાબર તૈયાર થઇ ગયો ત્યાર પછી તેણે હિંદુઓના સમુદાયને એકત્ર કરીને એવી ઘોષણા કરી દીધી કેઃ 'ભગવાન્ શ્રી સોમનાથ મારા સ્વપ્નમાં આવીને કહી ગયા છે કે તેમની મૂર્તિ નગરના બાહ્ય ભાગમાંના દૂરસ્થ નિર્જન સ્થાનમાં દટાયલી પડેલી છે અને તું તારી ગાયના વાછડાને જો છૂટો મૂકી દઇશ તો તે તે સ્થાનમાં જ આવીને ઊભો રહેશે અને પોતાની ખરીઓ વડે ત્યાંની ભૂમિને ખોદવા મંડી જશે.

તે સ્થળેથી તમો મારી મૂર્તિને કાઢી લેજો -અને મંદિરમાં તેની પ્રતિષ્ઠા કરી દેજો.' આ પ્રયોગ કરવામાં આવ્યો; વાછરડાએ જ્યાં ભૂમિને ખોદવા માંડી હતી ત્યાંની ભૂમિમાંથી સોમનાથની નવીન મૂર્તિ મળી આવી એટલે તેને પછી ગુલાબથી સ્નાનશુદ્ધ કરાઇ અને ત્યાર પછી વિધિપૂર્વક મન્દિરમાં તેની સ્થાપના કરી દેવામાં આવી. આવી રીતે સોમનાથની ચૂનાના રૂપમાં ફેરવાયલી મૂર્તિનો નવીન અવતાર થઇ ગયો."

કેમ, વિચારશીલ પાઠકો તથા પાઠિકાઓ, મુસ્લિમ મહાશયોની કાલ્પનિકતામાં ક્યાંય આપ શ્રીમંત તથા શ્રીમતીઓને કશી પણ કચાશ દેખાય છે ખરી કે ? મારો એવો દૃઢ વિશ્વાસ છે કે આપને એવી કશી પણ કચાશ એ મુસ્લિમ કલમકશોની કલમકશીમાં કદાપિ નહિ જ દેખાય ને નહિ જ કળાય. જેમના હમ્મજહબ બિરાદરોએ પોતાની કાલ્પનિકતાના જોરથી અનેક હિંદુ દંતકથાઓ તથા ઐતિહાસિક કથાઓને બુદ્ધિપૂર્વક મુસ્લિમ સ્વરૂપમાં ફેરવી નાખી છે અને અસંખ્ય અદ્ભુત કથાઓની સૃષ્ટિનાં સર્જન કરી બતાવ્યાં છે તે મુસ્લિમ તાલીમયાફતાઓમાટે સુલ્તાન મહમૂદ ગજનવીને આવી ગપ્પાષ્ટકી ગાથાઓદ્વારા સાતમા આસમાન પર ચઢાવી દેતાં શી વાર લાગે તેમ છે વારુ ? એ તો મુસ્લિમ મુસન્નિફોના ડાબા હાથનું કાર્ય છે; એ કાર્યમાટે પોતાના જમણા હાથને પણ તેમને તકલીફ આપવી પડે તેમ નથી. અસ્તુ.

હવે પછી જે એક મુસ્લિમ શાયરની કલ્પનાખનિમાંથી બહાર નીકળેલી કથા મારે અહીં ઉદ્ધૃત કરવાની છે તે કથા તો વળી એવી કાતિલ ને કારમી છે કે જો તેના વાચનથી કેટલાક મૃદુ તથા દયાર્દ્ર હૃદયને ધરાવનાર હિંદુ પાઠકો તથા પાઠિકાઓનાં અંતઃકરણ કંપાયમાન નહિ થઇ જાય, તો હું મારા અંતઃકરણમાં પરમકૃપાળુ પરમાત્માનો લક્ષાવધિ વાર આભાર તથા ઉપકાર માનતો રહીશ.

**મુસ્લિમ દિમાગમાંથી જન્મેલી અને અહિંસક હિંદુઓ તથા હિંદુધર્મને માનવહિંસકના ભીષણ રૂપમાં રજૂ કરનારી એક દારુણ દંતકથા**

ઉપર દર્શાવાયલી સોમનાથ સંબંધિની મુસ્લિમ કલ્પિત કથાઓ ઉપરાંત કોઇ મુસ્લિમ જીઇલમના ફળદ્રૂપ ભેજામાંથી સંભવેલી એક એવી સ્થાનિક

દન્તકથા કિંવા લોકકથા પણ પ્રચલિત જોવામાં આવ્યા કરે છે કે જેમ પાછળના સમયના કોઈ એક મુસ્લિમ રાજ્યકર્તાના નામનો સુલ્તાન મહમૂદ ગજનવીના નામ સાથે ગોટાળો કરી નાખવામાં આવ્યો છે. જેના નામને આવી રીતે ગોટાળો કરવામાં આવ્યો છે તે ગુજરાત(અહમદાબાદ)નો સુલ્તાન મહમૂદ બેગડો જ બહુધા હોવો જોઈએ કે જેનો સમય ગુજરાતના ઇતિહાસમ ઇ. સ. ૧૪૫૯ થી ૧૫૧૧ સુધીનો મનાયલો છે. એ દન્તકથાને કો શેખ દીન નામક મુસ્લિમ શાયરે હિજરી સન ૧૨૧૬(ઇ. સ. ૧૮૦૧)માં ફારસ ભાષામાં પદ્યબદ્ધ કરી હતી અને તેનો મેજર જે. ડબ્લ્યુ. વૉટ્સનકૃત અંગ્રેજ અનુવાદ 'ઇન્ડિયન એન્ટિક્વેરી (Indian Antiquary)' નામક અંગ્રેજ સામયિકના આઠમા વોલ્યુમના એક અંકમાં છપાયો હતો. એ કાલ્પનિક કથાનો સારાંશ આ છે:—

"સુલ્તાન મહમૂદ ગજનવીએ સોમનાથ ઉપર આક્રમણ કરીને સોમનાથની મૂર્તિનો ધ્વંસ કર્યો તે સમયથી પૂર્વે પણ કેટલાક મુસલમાન ઇમાનદારો સોમનાથ પાટણ નામક સ્થાનમાં વસતા હતા; પરંતુ ત્યાંના કુંવરરાય નામક હિંદુ રાજાના અસહ્ય અત્યાચારોથી પીડાતા અત્યંત દુઃખપૂર્વક તેઓ પોતાના દિવસો વીતાડી રહ્યા હતા; કારણ કે, એ હિંદુ રાજા કુંવરરાયની આજ્ઞાથી પ્રતિદિવસ એક સજીવન ઇમાનદાર મુસલમાનને સોમનાથની મૂર્તિ સમક્ષ બલિ તરીકે વધ કરવામાં આવતો હતો. આવી રીતે સોમનાથની મૂર્તિ નિત્ય એક મુસલ્માનનો ભોગ લેતી હતી. પોતાના ઇમાનદાર મુસલ્માનો પર સોમનાથ નામક સ્થાનમાં આવા નિર્ઘૃણ અત્યાચારો થતા જોઈને એક દિવસ હજરત મુહમ્મદ પયગમ્બર સાહબે મક્કાનિવાસી એક હાજી મુહમ્મદ નામક પાક મુસલમાનને સ્વપ્નમાં પોતાનાં દર્શન દીધાં અને આજ્ઞા સંભળાવી કે: 'તું અહીંથી સોમનાથ પાટણની દિશામાં પ્રયાણ કરી જા અને ત્યાંના ઇમાનદાર મુસલ્માનોની જિંદગીને બચાવી લે.' પયગંબર સાહબના ફર્માનથી હાજી મુહમ્મદ મક્કાથી ચાલીને સોમનાથ પાટણમાં આવી લાગ્યો અને પોતાની અલૌકિક તથા અદ્ભુત આધ્યંત શક્તિઓ દ્વારા તેણે અત્યાચારી હિંદુ રાજાને સોમનાથ પાટણમાં થયેલ પોતાના આગમનની વાર્તા જણાવી દીધી. એક દિવસ એક વયોવૃદ્ધ મુસ્લિમ

અબળા અત્યંત શોકમાં નિમજ્જિતા થઈને અશ્રુપાત કરતી હાજી મુહમ્મદના જોવામાં આવી અને જ્યારે તે હાજીએ તે વૃદ્ધાને તેના અશ્રુપાતનું કારણ પૂછ્યું, ત્યારે તે વૃદ્ધા મુસ્લિમ અબળાએ બાષ્પરુદ્ધ કંઠથી કહ્યું કે: 'આવતી કાલે મારા એકના એક દીકરાની સોમનાથના બુતખાનામાં કુરબાની અપાઈ જવાની છે અને તેટલામાટે જ હું આંસુ વર્ષાવી રહી છું.' હાજી મુહમ્મદના હૃદયમાં તે વૃદ્ધાના આ વૃત્તાંતના શ્રવણથી અત્યંત દયા આવી જતાં તેણે કહ્યું કે: 'માદર, તું તારી ફિક્રને ફના કરી દે અને બેફિક્ર થઈ જા; તારા પુત્રના સ્થાનમાં આવતી કાલે સોમનાથના બુતખાનામાં કત્લ થવા-માટે હું હાજિર થઈ જઈશ અને તારા નૂરેનજર(પુત્ર)ની જિંદગીને બચાવી લઈશ.' જ્યારે આ વાર્તા રાજા કુંવરરાયના જાણવામાં આવી ત્યારે, એ હાજી મુહમ્મદની ખુલ્લંખુલ્લાં કુરબાની આપી શકાય તેવી પરિસ્થિતિ ન હોવાથી, તે અત્યંત કોપાયમાન થઈ ગયો અને હાજી મુહમ્મદને ગુપ્ત રીતે પકડીને મારી નાખ-વાના અવસરની આતુરતાપૂર્વક પ્રતીક્ષા કરવા લાગ્યો. એક દિવસ ઘટના એવી ઘટી કે હાજી મુહમ્મદ, જ્યારે તેને રાજા કુંવરરાય સોમનાથના મંદિ-રનો તેને પરિચય કરાવતો પોતાની સાથે ફેરવી રહ્યો હતો તેવામાં, અચાનક મૂર્ચ્છિત અથવા સમાધિસ્થ થઈ ગયો. હાજી મુહમ્મદની એ મૂર્ચ્છા કિંવા સમાધિસ્થ અવસ્થાને તેના વધના અમૂલ્ય અવસર તરીકે માની લઈને તે નિર્દય હિન્દુ રાજાએ તેનો વધ કરી નાખવા માટેની આજ્ઞા પોતાના અનુચ-રોને આપી દીધી; પરંતુ તે મુસ્લિમ મહાપુરુષને મારવામાટે આગળ વધેલા હિન્દુ સૈનિકો ભૂમિ સાથે એવા તો જકડાઈ ગયા કે હાજી મુહમ્મદની પાસે પહોંચીને તેના શરીર પર તલ્વારને ચલાવવાનું કાર્ય તેમના માટે સર્વથા અશક્ય તથા અસંભવનીય થઈ પડ્યું.

"હિન્દુઓના મુસલ્માનો ઉપરના અત્યાચારોને આટલી સીમાપર્યન્ત પહોંચી ગયેલા જોઈને હાજી મુહમ્મદે હિન્દુઓના આ અત્યાચારોનો અંત લાવી દેવામાટે સુલ્તાન મહમૂદ ગજનવીને તેના સૈન્યસહિત આમંત્રણ આપીને બોલાવ્યો. સુલ્તાન મહમૂદ પોતાના ઇમાનદાર મુસ્લિમ બિરાદરો અથવા હમ્મજહબોના ઉદ્ધારમાટે ગજનાથી પોતાના મોટા લશ્કરને સાથે

લઇને રવાના થયો અને પોતાની કૂચના માર્ગમાં પ્રથમ તો મંગિરોલના રાજા કુંવરરાયના સંબંધી જયપાલને યુદ્ધમાં પરાજિત કરીને શરણાગત થવાની તેણે ફરજ પાડી. એ વિજય મેળવીને સુલ્તાન મહમૂદ ગજનવી સોમનાથ પાટણ નામક સ્થાનમાં આવી લાગ્યો અને રણભૂમિમાં ત્યાંના અત્યાચારી હિન્દુ રાજા કુંવરરાયનો પૂર્ણ પરાજય કરી નાખ્યો. પરાજિત થયા પછી રાજા કુંવરરાયે સુલ્તાન પાસેથી શાન્તિ તથા સમાધાનની યાચના કરી; પરંતુ એક સાચા મુસ્લિમ તરીકે સુલ્તાન મહમૂદ ગજનવીએ તેને સ્પષ્ટ શબ્દોમાં એ વાર્તા જણાવી દીધી કેઃ 'કાં તો ઇસ્લામને સ્વીકારી લે અને કાં તો આ મારી તલ્વારને તારી ગર્દન પર ધારી લે! તું જ્યાં સુધી તારા કુફ્રને ત્યજી દઇને મુસલ્માન નહિ થાય, ત્યાં સુધી હું તારી કોઇ પણ પ્રાર્થનાને નથી જ સાંભળવાનો!' સુલ્તાન મહમૂદ ગજનવીના આ ધર્માન્તર કિંવા સ્વધર્મ-ત્યાગવિષયક પ્રસ્તાવનો અસ્વીકાર કરીને હિન્દુ રાજા કુંવરરાયે સુલ્તાન સાથે અંત પર્યન્ત રણભૂમિમાં લડવાનો નિશ્ચય કરી લીધો. જે વેળાયે આ ઘટનાઓ ઘટી રહી હતી તે વેળાયે મૃત્યુશય્યામાં પડેલો હાજી મુહમ્મદ, સુલ્તાન મહમૂદ ગજનવીએ તેના કુશળ સમાચાર પૂછવામાટે તેની પાસે આવવાનો વિવેક દર્શાવેલો ન હોવાથી, સુલ્તાન ઉપર કોપાયમાન થઇ ગયો હતો અને તે કોપાયમાન અવસ્થામાં જ તેના પ્રાણ તેના શરીરમાંથી પ્રયાણ કરી ગયા હતા.

"સુલ્તાન સાથે કેટલાક સમયપર્યન્ત સંગ્રામ કરીને રાજા કુંવરરાય પોતાના દુર્ગમાં ભરાઇ ગયો હતો. દુર્ગના ઉભય પાર્શ્વમાં તીવ્ર અગ્નિને અષ્ટોપ્રહર પ્રજ્વલિત રાખવામાં આવતો હતો. સુલ્તાન મહમૂદ દુર્ગને ચારે તર્ફથી ઘેરીને ત્યાં જ પડયો રહ્યો હતો અને એ ઘેરાની ઘટનાના આરંભને બારબાર વર્ષ જેટલો દીર્ઘ કાળ વીતી જવા છતાં પણ જ્યારે રાજા કુંવર-રાયનો પરિપાત ન કરી શકાયો એટલે પછી સ્વાભાવિક જ સુલ્તાન મહમૂ-દના ધૈર્યનો ખજાનો ખાલી થવા માંડયો હતો. સુલ્તાન જ્યારે અતિશય નિરાશ થઇ ગયો ત્યારે તેના વજીરે તેને કહ્યું કેઃ 'વફાત(મૃત્યુ)ની વેળાયે મહાત્મા હાજી મુહમ્મદ આપની ઉપર કોપાયમાન થયેલા હતા, એ તો આપ નામદાર જાણો જ છો, હું ધારૂં છું કે આપણને ફતહ નથી મળતી એ

એ વલીની બદ્દુવાનો જ અંજામ છે. જો આપ તેમની કબ્ર આગળ તશરીફ લઇ જશો અને પોતાના હાથે અજાણતાં થયેલા ગુનાહની મોઆફીને મેળવી લેશો તો તેઓ જરૂર આપના મદદગાર થઇ પડશે અને જરૂર આપને મુજફ્ફર (વિજેતા) બનાવી દેશે!' સુલ્તાન મહમૂદ પોતાના વજીરના એ ઉપદેશ પ્રમાણે વર્ત્યો અને હાજી મુહમ્મદની (કબ્રમાંથી) મળેલી સૂચના અનુસાર વિજયપ્રાપ્તિની તેણે નિમ્ન પ્રદર્શિત યોજના કરી દીધીઃ–

"એક દિવસ પ્રભાતકાળમાં તોપખાના સહિત પોતાની સર્વવસ્તુઓને ત્યાંની ત્યાં જ મૂકીને સુલ્તાન મહમૂદ ગજનવી કિલ્લાની આસપાસના ઘેરાને ઊઠાવીને ત્યાંથી અઢી કે ત્રણ ગાઉ જેટલા દૂરના એક સ્થાનમાં ચાલ્યો ગયો. રાજા કુંવરરાયે પ્રમાદ અથવા ભ્રાંતિથી સુલ્તાન મહમૂદના એ પ્રયાણને તેના પલાયન તરીકે માની લીધું અને તેથી નિર્ભય થઇને પોતાના દુર્ગનાં દ્વારોને ઉઘડાવી નાખ્યાં. સુલ્તાન રાત્રિના સમયમાં પાછો આવ્યો અને જેમને મહાત્મા હાજી મુહમ્મદનો આશીર્વાદ મળી ચૂક્યો હતો તેવા પોતાના બે ખાસ સૈનિકોની સહાયતાથી સોમનાથ પાટણના દુર્ગને તેણે અધિકૃત કરી લીધો. આ ઘટના હિજરી સન ૪૭૦ (ઇ. સ. ૧૦૭૭ અથવા ૧૦૭૮) માં ઘટી હતી. આ બાર વર્ષના અત્યંત દીર્ઘકાલિક વિગ્રહમાં સુલ્તાન મહમૂદ ગજનવીને પોતાના સવા લાખ (૧૨૫,૦૦૦) જેટલી સંખ્યાના મુસલમાન જંગીઓની જિન્દગીનો જંગી સદકો આપવો પડયો હતો; એટલે કે, એ દ્વાદશવર્ષીય સંગ્રામમાં સુલ્તાન મહમૂદના સવા લાખ મુસ્લિમ સૈનિકો હિંદુઓની તલ્વાર તથા તોપોના શિકાર થઇને આ સંસારમાંથી સદાને માટે વિદાય થઇ ગયા હતા.

"પોતાના આ બીજી વારના પરાજય પછી પણ રાજા કુંવરરાયે જો સુલ્તાન સોમનાથની મૂર્તિને ન તોડવાની ઉદારતા દર્શાવે, તો તેની તે ઉદારતાના બદલામાં પ્રચંડ ધનરાશિ આપવાની ઇચ્છા દર્શાવી હતી; પરંતુ સુલ્તાન સલામતે તેની લક્ષ્મીને લત્તાપ્રહાર કરીને પોતાના સિપાહીઓને તે મૂર્તિને ચૂર્ણવિચૂર્ણ કરી નાખવાની આજ્ઞા આપી દીધી હતી; માત્ર એટલું જ નહિ, પણ તે મૂર્તિના ચૂર્ણને તાંબૂલમાં ચૂના પ્રમાણે ચોપડાવીને તે તાંબૂલનાં બીડાં કુંવરરાય તથા તેના રાજકર્મચારીઓને ખવડાવ્યાં હતાં. ત્યાર પછી

મીઠાખાન નામક એક મુસ્લિમને સોમનાથ પાટણમાં પોતાના પ્રતિનિધિ શાસક તરીકે રાખીને સુલ્તાન સ્વયં ગજનાની દિશામાં પ્રયાણ કરી ગયો હતો. સુલ્તાનના પ્રસ્થાન પછી મીઠાખાને સોમનાથના મંદિરનો ધ્વંસ કરાવીને તેના અવશેષોને અગ્નિદ્વારા બાળીને ભસ્મીભૂત કરાવી નાખ્યા હતા."

હિંદુઓએ તો પોતાના કોઇ પૂજ્ય દેવ કિંવા પોતાની કોઇ પૂજ્યા દેવીને મુસલ્માનોનાં કિંવા અન્ય વિધર્મી માનવનાં બલિદાન કદાપિ નથી જ આપ્યાં; છતાં પણ સુલ્તાન મહમૂદ ગજનવીનાં ભારતવર્ષમાંનાં હિંદુતીર્થક્ષેત્રો ઉપરનાં અકારણ આક્રમણો તથા મૂર્તિધ્વંસ આદિક પાપોને આત્મરક્ષક અર્થાત સ્વધર્મરક્ષક સકારણ આક્રમણો તરીકે ઓળખાવવામાટે જ અને તે ઉપરાંત હાજી મુહમ્મદ જેવા એક માની લીધેલા કાલ્પનિક મુસ્લિમ મહાત્માને વચ્ચે ઊભા કરી દઇને હિંદુસ્થાનમાં મૂર્તિપૂજાની અનુકરણરૂપિણી પીરપૂજા અથવા કબ્રપરસ્તી કે પીરપરસ્તીના માહાત્મ્યને વધારવા તથા દઢમૂલ કરી દેવાના એકમાત્ર મલિન આશયથી, ઐતિહાસિક સત્યોને સર્વથા તિલાંજલિ સમર્પીને તથા ખીંટીયે ભેરવીને, કોઇ કલ્પનાકલાકુશળ ને કુકતોડ ઇમાનદાર મુસ્લિમ બિરાદરે આ અક્ષરે અક્ષર અને માત્રાયે માત્રા અસત્ય કથાને જોડી કાઢીને હિંદુસ્થાનના મુસ્લિમ સમાજમાં પ્રચલિત કરી દીધેલી હોવી જોઇયે, એ વાર્તા એ કથાના નિરીક્ષણદ્વારા સ્પષ્ટ સિદ્ધ થઇ જતી હોવાથી એના વિશેષ વિવરણની આવશ્યકતા રહેતી જ નથી. ખેદનો વિષય માત્ર એટલો જ છે કે એ પદ્યબદ્ધ કાલ્પનિક તથા સમસ્ત ઇતિહાસવિરોધિની કથાના અંગ્રેજી ભાષાના અનુવાદક મેજર વૉટ્સન્ મહાશયે એ અસત્ય કથાને 'સોમનાથના સંહારની સત્યકથા' તરીકે સ્વીકારીને એ કાળી કથાને અયોગ્ય મહત્ત્વ સમર્પવાનો પ્રમાદ કરી બતાવ્યો છે; કારણ કે, અત્યારના વિચારશીલ મુસ્લિમ ઇતિહાસવેત્તાઓ તથા ઇતિહાસલેખકો પણ આ ગપ્પાષ્ટકી ગાથા; વસ્તુતઃ ઇસ્લામના સિદ્ધાન્તોથી પણ સર્વથા વિરુદ્ધ જનારી કથાનાં ત્રણ દમડી કે ફૂટેલી કોડી જેટલાં મૂલ્ય પણ નથી આંકતા. *

* "The story needs no comment, but it is surprising that Major Watson, the transtator of the ballad, should have given to it the credit of being an "account of the

આ ભયાનક ઇસ્લામી મજહબી તઅસ્સુબનાં પ્રચંડ પ્રદર્શન કરાવનારી, સોમનાથની મૂર્તિના ધ્વંસ સાથે સંબંધ ધરાવનારી અને મુસ્લિમ મહાશયોની મલિનતાને મપાવનારી કથા સાથે સોમનાથ વિષયક મુસ્લિમ કથાઓની મારા ગ્રંથભંડારમાં સંગ્રહેલી સંપત્તિની સમાપ્તિ થાય છે. એટલામાટે હવે અલ્બીરૂની નામક મુસ્લિમ પંડિતે પોતાના ભારતવર્ષવિષયક વિશ્વવિખ્યાત ગ્રંથમાં વરાહમિહિર આદિક ભારતીય હિન્દુ ગ્રંથકારોના ગ્રંથોના આધારે મહાદેવના પાષાણુલિંગનિર્માણ તથા તેની સ્થાપના આદિકના વિધિઓના જે ઉલ્લેખો કરેલા છે તે ઉલ્લેખોને અનુવાદના રૂપમાં અહીં અવતારીને પછી હું સોમનાથ વિષયક આ મુસ્લિમ કથાઓની સામાન્ય સમીક્ષા વૈયક્તિક સ્વરૂપમાં કરીશ.

## અલ્બીરૂનીલિખિત સોમનાથની કથા

'સોમ' એટલે ચન્દ્ર અને 'નાથ' એટલે 'સ્વામી' અર્થાત્ ચંદ્રનો સ્વામી એટલે 'સોમનાથ.' સોમનાથ નામક શિવલિંગની સ્થાપના ચંદ્રના હસ્તથી થયેલી હોવાથી એ શિવલિંગને 'સોમનાથ' નામની પ્રાપ્તિ થયેલી છે અને અલ્બીરૂનીએ પોતાના ગ્રંથમાં એ કથાને આવી રીતે વર્ણવેલી છેઃ—

"તારાઓને હિંદુઓ પ્રજાપતિની પુત્રીઓ માને છે કે જે પુત્રીઓ સાથે ચન્દ્રમાનો લગ્નસંબંધ થયેલો છે. ચન્દ્રમા તેની સર્વ પત્નીઓ કરતાં પોતાની રોહિણી નામક પત્નીમાં વિશેષ પ્રેમ રાખતો હતો અને રોહિણીને અન્ય સર્વ અર્ધાંગીઓથી ઉત્તમ માનતો હતો. આ કારણથી રોહિણીની સર્વ ભગિનીઓએ સપત્ની તરીકે મત્સરગ્રસ્તા થઇને પોતાના પિતા પાસે

---

destruction of Somanath" differing "from any given in the Persian histories of the siege," in spite of its obvious incongruities and anachronisms in allowing the siege to continue for twelve years and making the combatants keep up a brisk fire on each other."

*The Life and Times of Sultān Mahmūd of Ghaznā by Muhammad Nāzim (1931), page 224:*

જઇ પોતાની પીડાની કથા કહી સંભળાવી. પ્રજાપતિયે પતિ તથા પત્નીઓ વચ્ચે પારસ્પરિક શાંતિને સ્થાપવાનો યત્ન કર્યો અને ચન્દ્રમાને સર્વ પત્નીઓમાં સમાન સ્નેહ રાખવાનો ઉપદેશ આપ્યો; પરંતુ તેનો એ પ્રયત્ન સફળ ન થયો. ચન્દ્રમાને પોતાના ઉપદેશની ઉપેક્ષા કરતો જોઇને પ્રજાપતિયે શાપ દીધો કે: 'તું કૃમિભુક્ત થઇ જા!' એટલે એ શાપના યોગે ચન્દ્રમાના મુખમંડળમાં કુષ્ઠ(કોઢ) નામક રોગ વ્યાપી ગયો અને તે કોઢિયો થઇ ગયો. પોતાના અવિચારનું આવું અનિષ્ટ ફળ જોઇને ચન્દ્રમાના હૃદયમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો અને તે ખેદાન્વિત થઇને પ્રજાપતિ પાસે આવી લાગ્યો. પોતાના શ્વશુર પ્રજાપતિને સંબોધીને તેણે વિનયપૂર્વક કહ્યું કે: 'મારા પાપની ક્ષમા આપો અને શાપના પ્રતાપને કાપો!' તેના એ આર્જવને સાંભળીને પ્રજાપતિયે કહ્યું કે: 'મારાથી મારા એ શાપના પ્રતાપને સમૂલ તો નષ્ટ નહિ જ કરી શકાય; પરંતુ હું તારી લજ્જાને પ્રત્યેક માસના અર્ધ સમય પર્યંત ઢાંકતો રહીશ.' એ વચન સાંભળીને ચન્દ્રમાએ જિજ્ઞાસા દર્શાવી કે: 'એ તો ઠીક; કિન્તુ મારાં અતીતકાલિક પાપોનાં ચિહ્નનો લોપ કેવી રીતે થઇ શકશે?' એના ઉત્તરમાં પ્રજાપતિયે જણાવ્યું કે: 'તું જો પૂજામાટે મહાદેવના લિંગની મૂર્તિની સ્થાપના કરીશ અને તેની નિયત પૂજા કરતો રહીશ, તો તેથી તારાં પૂર્વ પાપોના ચિહ્નનો પણ લોપ થઇ જશે.' ચન્દ્રમાએ એ પ્રમાણે જ કર્યું અને તેણે મહાદેવના લિંગની જે મૂર્તિની સ્થાપના કરી તે મૂર્તિ 'સોમનાથ'ના નામથી ઓળખાવા લાગી; કારણ કે, 'સોમ' શબ્દનો અર્થ 'ચન્દ્રમા' છે અને 'નાથ' શબ્દનો અર્થ 'સ્વામી' છે એટલે એ સમસ્ત સમાસાન્ત શબ્દનો અર્થ 'ચન્દ્રમાનો સ્વામી' થાય છે.

"એ સોમનાથની મૂર્તિનો સુલ્તાન મહમૂદ ગજનવીએ (પરમાત્મા તેના પર દયા કરો!) હિજરી સન ૪૧૬ માં નાશ કરી નાખ્યો હતો અને ભંગીકૃત મૂર્તિના સંબંધમાં તેણે એવી આજ્ઞા કરી હતી કે: 'એ મૂર્તિના ઉપરિભાગને તોડીને ચૂર્ણવિચૂર્ણ કરી નાખો અને એના અવશિષ્ટ ભાગને એની ઉપરનાં સમસ્ત સોનેરી આચ્છાદનો, ભૂષણો તથા ભરતકામવાળાં પરિધાનો સહિત ગજનામાંના મારા શાહી મહલમાં પહોંચાડી દો.' એ મૂર્તિના કેટલાક અંશને, 'ચક્રસ્વામી' નામક અન્ય કાંસ્યમૂર્તિની સાથે, ઘોડદોડના કુંડાળામાં ફેંકી

દેવામાં આવ્યો છે. સોમનાથની મૂર્તિનો એક બીજો ખંડ ગજનાની મસ્જિદના દ્વારના અગ્રભાગમાં પડેલો છે અને તેની ઉપર ચરણુતલપર ચોંટેલાં મલ તથા બીનાશને દૂર કરવામાટે ઇમાનદારો પોતાનાં ચરણોને ઘસતા રહે છે.

'લિંગ' શબ્દનો અર્થ 'મહાદેવની જનનેન્દ્રિયની મૂર્તિ' સમજવાનો છે. મેં એના નિર્માણુના સંબંધમાં જે કથા સાંભળી છે તે હું અહીં કહું છું. વરાહમિહિર કહે છે કે: "જો તમારે મહાદેવના લિંગની મૂર્તિનું નિર્માણ કરવું હોય, તો જેટલા પરિમાણુની પ્રતિમા બનાવવાની તમારી ઇચ્છા હોય તેટલા પરિમાણુની લંબાઇ તથા પહોળાઇના એક નિર્દોષ પાષાણને તમો ચૂંટી લ્યો અને ત્યાર પછી તેને ત્રણુ ભાગોમાં વિભક્ત કરી નાખો. એનો નિમ્નતમ ભાગ જાણે એક ઘન કિંવા ચતુર્ભુજ સ્તંભ હોયની! તેવી રીતે ચતુર્ભુજ હોવો જોઇયે, મધ્યભાગ અષ્ટકોણ હોવો જોઇયે કે જેનો પૃષ્ઠતલ-વિભાગ ચતુષ્કોણ સ્તંભોમાં વિભક્ત હોય અને ઉપરનો તૃતીય ભાગ ગોલ હોવો જોઇયે, તેને એવા આકારમાં ગોલ બનાવવો જોઇયે કે તે પુરુષની જનનેન્દ્રિયના અગ્રભાગ કિંવા 'પુષ્પ' સદૃશ દેખાય." (વરાહમિહિરકૃત બૃહત્સંહિતા અ. ૫૮ શ્લો. ૫૩.)

"જ્યાં એ લિંગમૂર્તિને સ્થાપવાની હોય, ત્યાં તેના ચતુર્ભુજ તૃતીયાંશને ભૂમિના ગર્ભમાં સ્થાપી દ્યો અને અષ્ટકોણ તૃતીયાંશમાટે એક આવરણ બનાવો કે જે આવરણુને 'પિંડ' નામથી ઓળખવામાં આવે છે. એ બાહ્યત: ચતુર્ભુજ હોવા સાથે એવો હોય છે કે ભૂમિના ગર્ભમાંના ચતુર્ભુજ તૃતીયાંશ ઉપર પણ બરાબર બેસી જાય છે. પરંતુ ભૂગર્ભતરફનો અષ્ટકોણ આકાર તે મધ્યવર્તી તૃતીયાંશ ઉપર બરાબર આવી જવામાટે છે કે જે ભૂમિથી બહાર નીકળેલો રહ્યા કરે છે. એક માત્ર ગોલ તૃતીયાંશ જ નિરાવરણ કિંવા અનાચ્છાદિત રહે છે." (વરાહમિહિરકૃત બૃહત્સંહિતા, અ. ૫૮. શ્લો. ૫૪.)

"જો તમો એ લિંગમૂર્તિના ગોલ ભાગને બહુ જ નાનો અથવા બહુ જ પાતળો બનાવશો, તો તેથી દેશની હાનિ થશે અને જે પ્રદેશના અધિવાસિયોએ એનું નિર્માણ કર્યું હશે તેમના શિરપર અવશ્ય વિપત્તિ વર્ષી પડશે. જો એ લિંગમૂર્તિ ભૂમિના ગર્ભમાં પર્યાપ્ત ઊંડી ઉતરેલી નહિ હોય અથવા તો

એનો અતિશય અલ્પ ભાગ ભૂમિથી બાહ્ય રહ્યો હશે, તો એથી લોકો રોગના ભોગ થઇ પડશે. જ્યારે એ લિંગમૂર્તિના નિર્માણની ક્રિયા ચાલતી હોય તે વેળાયે જો એને મેખથી ઠોકવામાં આવે, તો એના પરિણામે દેશના શાસક તથા પરિવારનો નાશ થઇ જાય છે. જો એ લિંગમૂર્તિને એક સ્થાનમાંથી અન્ય સ્થાનમાં લઇ જતી વેળાયે એની ઉપર કોઇ પણ આઘાત થાય અને તે થયેલા આઘાતનું ચિહ્ન એનાપર રહી જાય, તો તેના યોગે સમસ્ત દેશમાં નાનાવિધ વ્યાધિયો વિસ્તરી જાય છે અને સમસ્ત દેશનો નાશ થઇ જાય છે. (વરાહમિહિરકૃત બૃહત્સંહિતા, અ. ૫૮, શ્લો. ૫૫. અ. ૬૦, શ્લો. ૬ )

"સિન્ધુદેશના દક્ષિણ–પશ્ચિમ વિભાગમાંના બહુધા સર્વ શિવાલયોમાં એ શિવલિંગની મૂર્તિ હિન્દુઓ દ્વારા પૂજાતી જોવામાં આવ્યા કરે છે; પરન્તુ એ સર્વ શિવાલયોમાં સોમનાથ અગ્રગણ્ય હોઇને તેનો મહિમા અગાધ છે. સોમનાથના મન્દિરમાં મૂર્તિના સ્થાન તથા પૂજાવિધિમાટે નિત્ય ગંગાજલનો એક ઘડો અને કાશ્મીરનાં કુસુમોની એક છાબ એ બે વસ્તુઓ નિયત આવ્યા કરતી હતી. હિન્દુઓની એવી દૃઢ શ્રદ્ધા હતી કે સોમનાથની લિંગમૂર્તિની પૂજા તથા પ્રાર્થનાના યોગે સર્વ પ્રકારના બદ્ધમૂલ વ્યાધિયો શાન્ત થઇ જાય છે; અસાધ્ય રોગો મટી જાય છે અને સર્વ આશાઓ સફળ થાય છે

"સોમનાથની આટલી સીમા પર્યન્ત પ્રસિદ્ધિ તથા ખ્યાતિ થઇ ગઇ છે તેનું કારણ એ છે કે જ્યાં એ લિંગમૂર્તિની સ્થાપના કરવામાં આવી હતી તે સમુદ્રતીરપ્રાન્ત હોવાથી જે વ્યાપારીઓ સમુદ્રમાર્ગે જંજ (જંગબાર) દેશાન્તર્ગત સુફાલા તથા ચીન વચ્ચેના સમુદ્રતીરપ્રાંતવર્તી દૂરસ્થ દેશો સાથે વ્યાપાર કરતા હતા તે હિન્દુ વ્યાપારીઓ તથા વિદેશી સૌદાગરોની નૌકાઓ એ સ્થાનમાંથી જ હંકારતી હતી અને એ સ્થાનમાં જ આવીને નાંગરતી હતી. અર્થાત્ એ સ્થાનમાં વ્યાપારીઓ તથા નાવિકો પોતપોતાના વ્યવસાયો પણ કરતા હતા અને વિશ્રાંતિ પણ લેતા હતા.

"સુશિક્ષિત હિન્દુઓ સમુદ્રની ભરતી તથા ઓટના દૈનિક રૂપનો ચન્દ્રમાના ઉદય તથા અસ્ત વડે અને માસિક રૂપોનો ચન્દ્રમાની વૃદ્ધિ તથા ક્ષય

વડે નિશ્ચય કરતા રહે છે; પરન્તુ એ ઉભય પ્રાકૃતિક ઘટનાઓના ભૌતિક કારણને તેઓ નથી જાણતા.

"સમુદ્રમાં થતી એ ભરતી તથા ઓટના કારણથી જ ત્યાંની એ શિવલિંગમૂર્તિને 'સોમનાથ' નામ આપવામાં આવ્યું છે; કારણકે, સરસ્વતી નદીના ઉદ્ગમસ્થાનથી, લગભગ દોઢ ગાઉ પર, પશ્ચિમ પાર્શ્વે અને જે સુવર્ણદુર્ગને વાસુદેવ (શ્રીકૃષ્ણ)ના નિવાસસ્થાનના રૂપમાં પ્રકટ થયેલો માનવામાં આવે છે તે બારોઇના સુવર્ણદુર્ગના પૂર્વદિશાગત પાર્શ્વમાં જ્યાં વાસુદેવ તથા તેમનાં પારિવારિક જનોને મારી નાખવામાં આવ્યાં હતાં ને તે સર્વનાં શબોનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો તે સ્થાનથી બહુ નિકટવર્તિની ભૂમિમાં એ 'સોમનાથ' નામક શિવલિંગમૂર્તિની પ્રથમ સ્થાપના કરવામાં આવી હતી. પ્રત્યેક વેળાયે જ્યારે ચન્દ્રમાનો ઉદય તથા અસ્ત થાય છે ત્યારે મહાસાગરનો જલરાશિ ઊછળીને એ સ્થાનને આચ્છાદિત કરી દે છે. વળી જ્યારે મધ્યાહ્ન તથા મધ્યરાત્રિના સમયમાં ચન્દ્રમા યામ્યોત્તર વૃત્ત પર પહોંચી જાય છે ત્યારે ઓટના કારણથી સમુદ્રનો જલરાશિ તીરપ્રાંતથી પાછો હટી જાય છે ત્યારે એ લિંગમૂર્તિસ્થાન પુનરપિ પૂર્વવત્ અનાવરણ થતાં દૃષ્ટિગોચર થવા માંડે છે. આવી રીતે આકાશવાસી ચન્દ્રમા નિરંતર રૂપથી એ મૂર્તિની સેવામાં નિમગ્ન રહીને મૂર્તિને વારંવાર સમુદ્રસ્નાન કરાવતો રહે છે. આ કારણથી જ એ સ્થાનને ચન્દ્રમાટે મહાપવિત્ર માનવામાં આવતું હતું અને અત્યારે પણ પવિત્ર માનવામાં આવે છે. જે દુર્ગમાં એ પ્રતિમા તથા એના ધનભંડારોને રાખવામાં આવ્યાં હતાં તે દુર્ગ પ્રાચીન ન હોતો, કિન્તુ કેવળ એક સો વર્ષ પૂર્વે જ એનું નિર્માણ કરવામાં આવ્યું હતું."*

* અલ્બીરૂની સુલ્તાન મહમૂદ ગજનવીનો સમકાલિક હોઇને એક રાજબિન્દુ તરીકે સુલ્તાન મહમૂદ ગજનવીના દરબારમાં પણ રહેલો હતો એટલામાટે તેના "કિન્તુ કેવળ એક સો વર્ષ પૂર્વે જ તેનું નિર્માણ કરવામાં આવ્યું હતું" એ શબ્દોનો અર્થ, તેણે પોતાના ગ્રંથની ઈ. સ. ૧૦૩૧ ના ડિસેમ્બર માસની ૨૯ મી તારીખે સમાપ્તિ કરેલી હોવાથી તે સમયથી ૧૦૦ વર્ષ પૂર્વે એ દુર્ગનું નિર્માણ કરાયલું

અહીં અલ્બીરૂની લિખિત 'સોમનાથ', નામક શિવલિંગમૂર્તિની કથા સમાપ્ત થાય છે.*

## જ્યોતિર્લિંગના પ્રાકટ્યની પૌરાણિક કથા

અલ્બીરૂનીએ 'વરાહમિહિરસંહિતા'ના આધારે શિવલિંગના નિર્માણ તથા સ્વરૂપ આદિકનું જે વિવરણ, ઉપર જણાવ્યા પ્રમાણે, કરેલું છે તે ભારતવર્ષીય શિવાલયોમાં પૂજાતા સામાન્ય શિવલિંગોનું વિવરણ છે; જ્યોતિર્લિંગનું વિવરણ નથી અને 'સોમનાથ' નામક જે શિવલિંગનો સુલતાન મહમૂદ ગજનવીના હસ્તથી ભંગ થયો હતો તે શિવલિંગને તો જ્યોતિર્લિંગ તરીકે માનવામાં આવે છે અને તેથી જ્યોતિર્લિંગના સ્પષ્ટીકરણની આવશ્યકતા અહીં સ્વયમેવ ઉપસ્થિત થઇ જાય છે.

સામાન્ય શિવલિંગ તથા જ્યોતિર્લિંગમાં જે પ્રધાન ભેદ રહેલો છે તે એ કે સામાન્ય શિવલિંગનું 'વરાહમિહિરસંહિતા'માં જણાવ્યા પ્રમાણે

---

તે કહે છે, એ પ્રમાણે જ સમજવાનો છે. અર્થાત્ તેના કથન અનુસાર તે દુર્ગનો નિર્માણકાળ અત્યારના સમયથી ૧૦૦૦ વર્ષ પૂર્વનો થવા જાય છે. પરંતુ તેનું કથન નિર્વિવાદ તથા નિઃસંશય છે એમ તો ન જ માની શકાય. આ વિષયની વિશેષ ચર્ચાની આવશ્યકતા અનિવાર્ય છે કિન્તુ આ લેખમાં એ ચર્ચા કરી શકાય તેમ ન હોવાથી અવકાશે હું એ વિષયને ચર્ચતો એક ભિન્ન લેખ લખવાના અભિલાષને સેવી રહ્યો છું. અભિલાષની સિદ્ધિનો આધાર ઈશ્વરની કૃપા ઉપર રહેલો છે.

* અલ્બીરૂનીએ પોતાના ભારતવર્ષવિષયક સર્વજનમાન્ય તથા વિશેષતઃ નિષ્પક્ષપાત ગ્રંથ (કે જેને 'અલ્બીરૂની' કૃત 'ભારતવર્ષ' નામથી ઓળખવામાં આવે છે તે ગ્રંથ)ના ૩૮ મા પ્રકરણમાં આ સોમનાથની કથા લખેલી છે. એ કથાના આ લેખમાટે ઉપયુક્ત થઇ પડનારા વિભાગનો અહીં ગુર્જર અનુવાદ આપવામાં આવ્યો છે અને આ લેખમાટે ઉપયુક્ત ન જણાયલા વિભાગને વર્જ્ય કરવામાં આવ્યો છે. જે પાઠકો તથા પાઠિકાઓની એ સમસ્ત વિવરણના વાચનની ઇચ્છા હોય તેમને એનો અંગ્રેજી ભાષામાં થયેલો Alberuni's India નામક અનુવાદ અથવા ગુજરાતી કે હિંદી ભાષામાં થયેલા એના અનુવાદ યથારુચિ વાંચી લેવાની હું ભલામણ કરૂં છું. મેં આ અનુવાદ અંગ્રેજી–અનુવાદગ્રંથમાંથી કર્યો છે. જુઓ Alberuni's, India by Dr. Edward G. Sachau (1910), Vol. II pp. 102 103, 104, 105 and 106.

પાષાણમાંથી શાસ્ત્રોક્ત વિધિ અનુસાર નિર્માણ કરવામાં આવે છે અને ત્યાર પછી જ્યારે શિવાલયમાં તે માનવનિર્મિત શિવલિંગની વિધિપુરઃસર પ્રતિષ્ઠા કરાય છે ત્યારે જ તેમાં દેવત્વ તથા પૂજ્યતાનો આવિર્ભાવ થાય છે. પરંતુ જ્યોતિર્લિંગ સ્વયંભૂ હોવાથી માનવનિર્મિત નથી. એ જ્યોતિર્લિંગના ઉદ્ભવ અથવા પ્રાકટ્યની જે કથા શિવપુરાણમાં આપવામાં આવી છે તે આ છેઃ-

"જ્યારે શ્રી વિષ્ણુના નાભિમાંથી શ્રી બ્રહ્માનો ઉદ્ભવ થયો ત્યારે બ્રહ્માજી ભયભીત થઈને શ્રી વિષ્ણુના કમલનાલપર આમથી તેમ ને તેમથી આમ વિચરવા અથવા ભ્રમણ કરવા મંડી ગયા. તેમની આવી ચેષ્ટાને જોઈને શ્રી વિષ્ણુ ભગવાને તેમને કહ્યું કેઃ 'તમોને સૃષ્ટિની ઉત્પત્તિમાટે ઉત્પન્ન કરવામાં આવ્યા છે અને તમો આમ ભયભીત કેમ થઈ ગયા છો?' શ્રી વિષ્ણુ ભગવાનના આ શબ્દોના શ્રવણથી બ્રહ્માજી અતિશય કોપાયમાન થઈને કહેવા લાગ્યા કેઃ 'તમો કોણ છો અને મને આ કાર્ય કયા અધિકારથી સોંપી રહ્યા છો? તમારો પણ કોઈ નિર્માતા અથવા કર્તા છે ખરો કે નહિ?' જ્યારે આ વિવાદના પરિણામ તરીકે શ્રી વિષ્ણુ ભગવાન્ તથા બ્રહ્માજી વચ્ચે ઘોર સંગ્રામ આરંભાઈ ગયો એટલે પછી એ વિગ્રહના સમાધાનમાટે તે સ્થાનમાં કાલાગ્નિસદૃશ એક જ્યોતિર્લિંગનો ઉદ્ભવ થયો. તે જ્યોતિર્લિંગની ભયંકરી જ્વાલા ચારે દિશામાં વિસ્તરી રહી હતી અને તે જ્યોતિર્લિંગ આદિ, મધ્ય તથા અંતની બાધાથી સર્વથા મુક્ત, એટલે કે અનાદિ, અમધ્ય તથા અનંત હતું. એ જ્યોતિર્લિંગના પ્રાકટ્યથી વિષ્ણુ તથા બ્રહ્માના વિગ્રહનો અંત આવી ગયો હતો." ઇત્યાદિ. ભારતવર્ષમાં આવાં સ્વયંભૂ મનાતાં જ્યોતિર્લિંગોની સંખ્યા કેટલી છે અને તે જ્યોતિર્લિંગો ક્યાં ક્યાં સ્થાનોમાં વિરાજતાં હતાં અથવા વિરાજે છે તે પણ આપણે હવે જોઈ લઈયે.

## દ્વાદશ જ્યોતિર્લિંગ અને તેમનાં પવિત્ર સ્થાન

આપણા ભવ્ય ભરતખંડમાં શ્રી શંકરનાં એકંદર દ્વાદશ જ્યોતિર્લિંગ સુવિખ્યાત છે અને તે આ પ્રમાણેઃ-

"सौराष्ट्रे सोमनाथं च श्रीशैले मल्लिकार्जुनम् ।
उज्जयिन्यां महाकालमोंकारे चामरेश्वरम् ॥

परल्यां वैजनाथं* च डाकिन्यां भीमशंकरम् ।
सेतुबंधे तु रामेशं नागेशं दारुकावने ॥
वाराणस्यां तु विश्वेशं त्र्यंबकं गौतमीतटे ।
हिमालये तु केदारं घुसृणेशं शिवालये ॥ "

અર્થાત્ (૧) સૌરાષ્ટ્ર નામક દેશમાં સોમનાથ; (૨) શ્રીશૈલ નામક સ્થાનમાં મલ્લિકાર્જુન; (૩) વિક્રમાદિત્યની રાજધાની ઉજ્જયિની નગરીમાં મહાકાલેશ્વર; (૪) ૐ કારમાં અમરેશ્વર; (૫) મહારાષ્ટ્રમાંના પરળી નામક સ્થાનમાં વૈજનાથ; (૬) ભીમા નદીના ઉદ્ગમ સ્થાનમાં ભીમશંકર અથવા ભીમાશંકર; (૭) મદુરા જીલ્લાના પાંબન નામક બેટમાંના સેતુબંધ નામક સ્થાનમાં રામેશ્વર; (૮) મહારાષ્ટ્રના ઔંઢા નામક સ્થાનમાં નાગેશ્વર; (૯) કાશીક્ષેત્રમાં વિશ્વેશ્વર; (૧૦) ગોદાવરી નદીના નાસિક નિકટવર્તી ઉદ્ગમ-સ્થાનમાં ત્ર્યંબકેશ્વર; (૧૧) હિમાલયમાં કેદારેશ્વર અને (૧૨) શિવાલય અથવા વેરૂળ નામક સ્થાનમાં ઘુસૃણેશ્વર.

આ દ્વાદશ જ્યોતિર્લિંગોમાં સોમનાથ નામક સૌરાષ્ટ્રવાસિ શિવ-લિંગની ગણના સર્વથી પ્રથમ કરવામાં આવી છે અને અનેક પુરાણો તથા મહાભારત આદિક ગ્રંથોમાં એ સોમનાથનાં યાત્રા, દર્શન તથા પૂજન આદિકનો મહિમા પણ વર્ણવાયલો છે. પરંતુ એ સર્વ વિષયો આપણા પ્રસ્તુત લેખની પરિમિત સીમાથી બાહ્ય તથા દૂરસ્થ હોવાથી આ સ્થાનમાં એ વિષયોને સ્પર્શવાની આવશ્યકતા મને નથી જણાતી. સોમનાથના જ્યોતિર્લિંગત્વનો આટલો ઉલ્લેખ પણ એટલામાટે જ કરવામાં

* દ્વાદશ જ્યોતિર્લિંગોનાં નામો તથા સ્થાનોનાં દર્શક આ શ્લોકોમાં 'વૈદ્યનાથ' નામ નથી આવ્યું; પરંતુ તેના સ્થાનમાં વૈજનાથ નામ આપેલું છે. આ સ્થળે 'स्मशाने वैद्यनाथं च' એવો અન્ય પાઠ પણ મળી આવે છે અને મારી પોતાની માન્યતા અનુસાર એ જ પાઠ અધિકતર વિશ્વાસપાત્ર તથા અધિકજનમાન્ય છે; કારણ કે, પદ્મપુરાણ, ઉત્તર ખંડના ૫૯ મા અધ્યાયમાં તેમ જ બૃહદ્ધર્મપુરાણમાં પણ એ વૈદ્યનાથનો જ ઉલ્લેખ કરાયલો છે. એ વૈદ્યનાથનામક સ્થાનનું દ્વિતીય નામ ચિતાભૂમિ હોઇને એ સ્થાન બંગાલના સંથાલ પ્રગણાઓમાંના દેવગઢ પ્રગણામાં આવેલું છે. અત્યારે પણ એ વૈદ્યનાથ નામક શિવલિંગ જ્યોતિર્લિંગ તરીકે જ પૂજાય છે.

આવ્યો છે કે અલ્બીરૂની જેવા સંસ્કૃત ભાષા તથા હિન્દુ ધર્મગ્રંથોના જ્ઞાતાએ પણ સોમનાથ નામક જ્યોતિર્લિંગને સામાન્ય શિવલિંગ તરીકે ઓળખાવેલું હોવાથી અને તેની કેવળ સોમ અથવા ચંદ્ર સાથે સંબંધ ધરાવનારી પૌરાણિક કથાના ઉલ્લેખથી જ સંતોષ માની લીધેલો હોવાથી આ લેખનાં પાઠકો તથા પાઠિકાઓ ભ્રાન્તિનાં ભોગ ન થઇ જાય અને સામાન્ય શિવલિંગ તથા જ્યોતિર્લિંગના ભેદવૈશિષ્ટ્યનું તેમને સામાન્ય જ્ઞાન મળી શકે. જ્યોતિર્લિંગની આ વિશિષ્ટતા કદાચિત્ અલ્બીરૂનીના જાણવામાં નહિ આવી શકી હોય અને તેથી સોમનાથને સામાન્ય શિવલિંગ તરીકે ઓળખાવવાનો પ્રમાદ તેણે અજ્ઞાનવશતાથી જ કર્યો હશે એટલામાટે તેના એ પ્રમાદને આપણે સર્વથા ક્ષમ્ય જ માનવો જોઇયે.

## સોમનાથ શિવલિંગની પુનઃ સ્થાપનાઓ અને મુસ્લિમોદ્વારા તેના ભંગની પુનરાવૃત્તિયો

સુલ્તાન મહમૂદ ગજનવી જ્યારે સોમનાથની લિંગમૂર્તિનો ધ્વંસ તથા સોમનાથના મન્દિરની સંપત્તિની લૂટ કરીને સ્વદેશની દિશામાં પાછો વળ્યો ત્યારે સોમનાથ પાટણમાં, ત્યાંના શાસન તથા પ્રબંધમાટે, પોતાના એક રાજપ્રતિનિધિ (સૂબેદાર અથવા ગવર્નર)ને રાખી ગયો હતો. પરંતુ તે મુસ્લિમ રાજપ્રતિનિધિને અલ્પ સમયમાં જ ત્યાંથી હાંકી કાઢીને અથવા તો મારી નાખીને તે સમયના સૌરાષ્ટ્રના વાજાવંશી* રાજ્યકર્તા રાજપૂતોએ સોમનાથ પાટણમાં પુનરપિ પોતાના શાસનની સ્થાપના કરી દીધી હતી અને સોમનાથના ભૂતકાલિક કિંવા પ્રાચીન ગૌરવને પુનર્જીવિત કરી દીધું હતું. સોમનાથ પાટણના એક મંદિરમાંના શિલાલેખથી એ વાર્તા જાણવામાં આવી શકે છે કે: ગાર્ગેય ગોત્રના વાલ્મીક શાખાના પુત્ર ત્રિપુરાન્તકે દેવ-પત્તન એટલે કે સોમનાથ પાટણમાં પધારીને સોમેશ્વરના મન્દિરની ઉત્તર

* સૌરાષ્ટ્રના રાજ્યકર્તાઓનો 'વાજા' નામથી ઓળખાતો રાજવંશ તે રાષ્ટ્રોઢ (રાઠોડ) વંશની જ એક શાખા હતી, એવા ઉલ્લેખો કેટલેક સ્થળે મળી આવે છે. જુઓ The Imperial Gazetteer of India, New Edition (1908) Vol. XXIII, p. 75.

દિશાયે એકન્દર પાંચ મંદિરો બંધાવ્યાં હતાં અને વિક્રમાબ્દ ૧૩૪૩ (ઇ. સ. ૧૨૮૭)ના માઘ માસની શુકલા પંચમીને દિવસે તે દેવમંદિરોમાં અનુક્રમે માલ્હણેશ્વર, ગંડબૃહસ્પતિ મહાદેવ, ઉમેશ્વર, ત્રિપુરાન્તક તથા રામેશ્વર અને ભૈરવ, ગોરક્ષ (ગોરખ) હનૂમાન, સરસ્વતી તથા સિદ્ધિવિનાયકની પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી દીધી હતી. એ ઉપરાંત તેણે ગંડબૃહસ્પતિ મહાદેવ તથા ચાલુક્ય વંશીય રાજા સારંગદેવના બંધાવેલા સારંગસાગર નામક સરોવર (તળાવ)ના નિકટવર્તી સ્થાનમાં એક વાપિકા (વાવ) પણ બંધાવી હતી.* અર્થાત્ આ ઘટનાઓ એ વાર્તાને જ સિદ્ધ કરી રહી છે કે સુલતાન મહમૂદ ગજનવીના આઘાતનાં ચિહ્નોને હિન્દુઓએ મટાડી દીધાં હતાં અને પવિત્ર તીર્થક્ષેત્ર તરીકેની સોમનાથની પ્રતિષ્ઠાને પૂર્વવત્ સજીવન કરી દીધી હતી. પરંતુ ત્યાર પછી અલ્પ સમયમાં જ ઇતિહાસમાં 'ખૂની' ઉપનામથી ઓળખાતા દિલ્હીના પઠાન સુલતાન અલાઉદ્દીન ખિલજીના અફસરજંગો (સેનાધ્યક્ષો)એ સોમનાથના એ પુનરુજ્જીવિત ઐશ્વર્યનો પણ પોતાના કઠોર પ્રહારદ્વારા સંહાર કરી નાખ્યો હતો. એ ઘટના આ પ્રમાણે ઘટી હતીઃ—

અલાઉદ્દીન ખિલજી પોતાના મુરબ્બી કાકાનો વિશ્વાસઘાતથી વધ કરીને ઇ. સ. ૧૨૯૭ માં દિલ્હીમાં મસ્નદનશીન થયો હતો. સિંહાસનારૂઢ થતાંની સાથે જ તેણે પોતાના અફસરજંગ અલફખાન તથા વજીર નુસરતખાનને ગુજરાત પ્રાંતને જીતી લેવામાટે દિલ્હીથી ગુજરાતની દિશામાં રવાના કર્યા હતા. તે વેળાયે ગુજરાતનો શાસક વાઘેલાવંશભૂષણ કરણ વાઘેલો હતો કે જેને પ્રમાદવશતાથી કરણ ઘેલો કહેવામાં આવે છે. જ્યારે મુસ્લિમ શત્રુઓ પાટણ પર ચઢી આવ્યા ત્યારે તે પાટણમાં ન હોતો; કિન્તુ અગત્યનાં કાર્યોમાટે ખંભાતમાં રોકાયલો હતો. તેની અનુપસ્થિતિમાં પાટણ પડ્યું અને સંયોગોની પ્રતિકૂલતાના કારણથી પ્રાણની રક્ષા તથા રાજ્યની પુનઃપ્રાપ્તિના અવસરને મેળવવાના એકત્ર આશયથી તેને પલાયનનો આશ્રય લેવો પડ્યો. પાટણને અધિકૃત કરી લીધા પછી, વ્યાપારના કારણથી ખંભાતની જાહો-

* બાબૂ સાધુચરણપ્રસાદવિરચિત 'ભારતભ્રમણ' (હિન્દી), સં. ૧૯૬૯, ચતુર્થ ખંડ પૃષ્ઠ ૪૪૧.

જલાલી તે વેળાયે ઉન્નતિના શિખરપર વિરાજેલી હોવાથી, નુસરતખાને ખંભાત ઉપર પણ આક્રમણ કર્યું હતું અને સમસ્ત ખંભાત પ્રાંતને લૂટી લીધો હતો. ત્યાંથી એ મુસ્લિમ સેનાધ્યક્ષો સોમનાથની દિશામાં સૈન્યસહિત પ્રયાણ કરી ગયા હતા અને ત્યાં સોમનાથની જે નવીન લિંગમૂર્તિને સ્થાપવામાં આવી હતી તે નવીન લિંગમૂર્તિને તોડીને તેના ખંડોને દિલ્હીની મસ્જિદની સોપાન-શ્રેણીમાં જડાવી દઈને દીનદારોનાં ચરણો તળે ચગદાવવામાટે પોતાની સાથે લઈ ગયા હતા...............''*

સોમનાથની લિંગમૂર્તિના ધ્વંસની આ પ્રથમ પુનરાવૃત્તિ પછી દ્વિતીય પુનરાવૃત્તિ ઇસ્વી સનની ૧૪ મી સદીની શરૂઆતમાં થઈ હતી. તે સમયમાં ગુજરાતનો શાસક સુલ્તાન મુજફ્ફરશાહ પહેલો હતો, અને તે હિંદુધર્મ તથા હિંદુ રાજસત્તાનો કટ્ટો વૈરી હોવાથી તેણે સોમનાથ ઉપર પણ આક્રમણ કર્યું હતું. 'રાસમાળા'માં તેના સોમનાથ ઉપરના આક્રમણનો નિમ્ન લિખિત ઉલ્લેખ કરાયલો છેઃ–

"ખાનદેશમાં સુલતાનપુર અને નંદુરબાર પરગણાં છે, તે અથાવી પાડવાને આદીલખાન પ્રયત્ન કરતો હતો; તેના ઉપર છેક સિદ્ધરાજના સમયનો ગુજરાતના રાજાઓનો દાવો સ્થાપવાના કામમાં મુજફ્ફરખાન હવે લાગ્યો. તે પોતાની રાજધાનીમાં પાછો આવ્યો ત્યારે તેના જાણવામાં આવ્યું કે પશ્ચિમના પટ્ટણ પરગણામાંના જેહેરંદ (જહરંદ) રાવે મુસલમાની સત્તા માન્ય રાખી નથી, તે ઉપરથી તરત જ તેણે તે રાવના ઉપર ચડાઈ કરીને ખંડણી લીધી અને ત્યાંથી સોમનાથ ઉપર ગયો; ત્યાં તેણે હિંદુ દેવાલયોને વળી પાછાં તોડી પાડી ત્યાં આગળ મસ્જિદો બનાવી (ઇ. સ. ૧૩૯૪).†

* રા. રા. ગોવિન્દ સખારામ સર દેસાઈ કૃત 'મુસલમાની રિયાસત,' (મરાઠી), આવૃત્તિ તિસરી (૧૯૨૭) પૃષ્ઠ ૧૩૧.

† 'રાસમાળા'માં જ સુલ્તાન મુજફ્ફરશાહ પહેલાનો રાજત્વકાળ ઇ. સ. ૧૪૦૭ થી ૧૪૧૦ સુધીનો આપવામાં આવ્યો છે અને આ ઘટનાને ઈ. સ. ૧૩૯૪ માં ઘટેલી કહેવામાં આવી છે, એ વિલક્ષણ જણાય છે. અર્થાત્ આ ઘટના ઇ. સ. ૧૪૦૭ થી ૧૪૧૦ સુધીના સમયમાં ઘટેલી હોવી જોઇયે અને તેથી જ મેં એ ઘટનાને ઇસ્વી સનની ૧૪ મી સદીની શરૂઆતમાં ઘટેલી ઘટના તરીકે ઉપર ઓળખાવી છે.

'રાસમાળા'ના ગુર્જર અનુવાદક સ્વર્ગીય દીવાન બહાદુર સાક્ષરવર્ય શ્રી રણછોડભાઇ ઉદયરામે આ ઘટનાના સંબંધમાં જે એક પાદટિપ્પણ લખ્યું છે તે આ પ્રમાણે છે:—

"અહીં રહ્યો એટલામાં તે લૂટફાટ કરવામાં કાંઇ બાકી રાખી નહિ ગયો. બાર બ્રાહ્મણોની સ્ત્રીઓ, દીકરિયોને અને પુરુષોને કેદી બનાવી લઇ ગયો. બંદરે આવેલાં વ્હાણોને પણ લૂટી લીધાં. પ્રભાસપાટણમાં પોતાનું થાણું બેસારતો ગયો."*

"ત્યાર પછી તે (મુજફ્ફરશાહ ૧ લો) મંડલગઢ (ચિતોડ) પર ચડયો ને તે પોતાને સ્વાધીન કરી લીધો. ત્યાંથી અજમેર એક મુસ્લીમ સંતની જીયારત કરવાને ગયો અને જલવાડાને રસ્તે પાછા આવતાં ત્યાંનાં (હિંદુ) દેવાલયોને તોડી પાડયાં અને ત્યાંથી ખંડણી લીધી."

આ ઉલ્લેખ પણ 'રાસમાળા'માંનો જ છે એટલે એથી સ્પષ્ટ જણાઇ આવે છે કે ગુજરાતના સુલ્તાન મુજફ્ફરશાહ પહેલાએ હિંદુઓનાં દેવાલયોને તોડીને તે દેવાલયોના સ્થાનમાં મસ્જિદોને ઊભી કરી દેવાની અને તવારીખના મહાસાગરમાં બુતશિકન (મૂર્તિભંજક) તરીકે તરી નીકળવાની એક પ્રકારની પ્રચંડ પ્રતિજ્ઞા જ કરેલી હોવી જોઇયે. અસ્તુ.

મુજફ્ફરશાહ પહેલાએ સોમનાથ પાટણમાં ત્યાંના શાસક તરીકે પોતાના મુસ્લમ પ્રતિનિધિ અથવા સૂબેદારને રાખવાની જે પ્રથાને પ્રચલિત કરી હતી તે પ્રથા ત્યાર પછી દીર્ઘ કાળ પર્યંત ચાલતી રહી હતી; છતાં પણ ઇસ્વી સનની ૧૭ મી સદી સુધી તો સોમનાથના ભગ્ન મંદિરમાં પ્રકટ કે ગુપ્ત સ્વરૂપમાં શિવલિંગની પૂજા તથા પ્રાર્થના તો થયા જ કરતી હતી. શ્રદ્ધાશીલ હિંદુઓ પોતાના પ્રાણોની ચિંતાને વિસારી દઇને પણ પોતાના ઇષ્ટ દેવની આરાધના કર્યા કરતા હતા. પરંતુ જ્યારે મહાધર્માન્ધ તથા હિંદુ ધર્માસહિષ્ણુ ઔરંગઝેબના દાહક શાસનનો દારુણ સમય આવી લાગ્યો ત્યારે

---

* જુઓ 'રાસમાળા'નો ગુજરાતી અનુવાદ; ફૉર્બ્સ ગુજરાતી સભાએ પ્રકાશિત કરેલી આવૃત્તિ ત્રીજી, ભાગ ૧ લો, પૃષ્ઠ ૪૩૩.

હિંદુઓનાં દેવાલયોને ધરાશાયી કરાવીને તેમનાં સ્થાનોમાં નાની કે મોટી મસ્જિદોને ઊભી કરાવવાનો પણ એક હંગામ જ આવી લાગ્યો હતો. જે વેળાએ હજી તો ઔરંગજેબ તખ્તનશીન પણ ન હોતો થયો તે વેળાએ તેણે અહમદાબાદ(અમદાવાદ)માંના 'ચિંતામણિ' નામક હિંદુ દેવમંદિરને તોડાવી નાખીને તેના સ્થાનમાં મસ્જિદ ચણાવવાનું ફર્માન કાઢ્યું હતું કે જે ફર્માનની તામીલની કબૂલાત 'મીરાતે અહમદી' નામક ગુજરાતના મુસ્લિમ મોર્રિખની લેખિનીથી લખાયલા ઇતિહાસગ્રંથમાં સ્પષ્ટ શબ્દોમાં સ્વીકારાયલી છે. તે કબૂલાત આ છેઃ—

"ચિંતામણિનું મંદિર કે જે સરસપુરના અત્યંત નિકટમાં આવેલું હતું અને જેનો બંધાવનાર સીતાદાસ ઝવેરી હતો તે મંદિરને ઇ. સ. ૧૬૪૫ માં શાહજાદા ઔરંગજેબની આજ્ઞાથી મસ્જિદના સ્વરૂપમાં ફેરવી નાખવામાં આવ્યું હતું અને તે મસ્જિદનું નામ 'કુવ્વતુલ ઇસ્લામ' ('ઇસ્લામની શક્તિ') રાખવામાં આવ્યું હતું." (મીરાતે અહમદી, પૃષ્ઠ ૨૩૨.) 'Bombay Gazetteer'(ગ્રંથ ૧ લો, ભાગ ૧ લો, પૃષ્ઠ ૨૮૦)માં એટલો વિશેષ ઉલ્લેખ કરાયલો છે કેઃ "તેણે—ઔરંગજેબે—એ દેવમંદિરમાં એક ગાયની કુરબાની પણ કરી હતી અથવા કરાવી હતીઃ પરંતુ બાદશાહ શાહજહાને એ મંદિર હિંદુઓને પાછું સોંપી દેવાનો હુકમ ફર્માવ્યો હતો."

ઔરંગજેબનું બાદશાહ થયા પછીનું ગુજરાતના સંબંધમાં બીજું ફર્માન આ છેઃ—

"મારી તખ્તનશીની પૂર્વે ગુજરાતનાં અહમદાબાદ (અમદાવાદ) શહર તથા બીજાં પ્રગણાંમાં મારી આજ્ઞાથી અનેક દેવમંદિરોનો નાશ કરી નાખવામાં આવ્યો હતો; પરંતુ તે દેવમંદિરોની પાછી મરમ્મત કરવામાં આવી છે અને મૂર્તિપૂજાના વ્યાપારને પાછો ચાલુ કરી દેવામાં આવ્યો છે એટલામાટે મારૂં એ ફર્માન છે કે મારા પ્રથમના ફર્માનની તામીલ કરો (અર્થાત્ તે દેવમંદિરોને તોડી નાખો અને મૂર્તિપૂજાને અટકાવી દ્યો)." આ ફર્માન તા૦ ૨૦ મી નવેમ્બર ૧૬૬૫ ને દિવસે કાઢવામાં આવ્યું હતું. (મીરાતે અહમદી, પૃષ્ઠ ૨૭૫.)

જેણે હિંદુ દેવમૂર્તિયો તથા દેવમંદિરોના નિર્મૂલનની જ પ્રતિજ્ઞા કરી હતી તે ઔરંગજેબ સોમનાથને કેમ ભૂલી શકે વારુ? પોતાના રાજ્યત્વકાળના અંતિમ દિવસોમાં સોમનાથનું સ્મરણ કરીને તેના મંદિરના નાશના સંબંધમાં ઔરંગજેબે જે ફર્માન કાઢયું હતું તે ફર્માન આ છેઃ—

"સોમનાથના મંદિરને મારા રાજ્યત્વકાળના આરંભમાં જ નષ્ટ કરી નાખવામાં આવ્યું હતું અને ત્યાંની મૂર્તિપૂજાનો પણ અંત કરી નાખવામાં આવ્યો હતો. હવે અત્યારે ત્યાં શી પરિસ્થિતિ છે એ અમો નથી જાણતા. જો તે સ્થાનમાં મૂર્તિપૂજકો(એટલે કે, હિંદુઓ)એ પુનરપિ મૂર્તિપૂજાને આરંભી દીધી હોય, તો હવે ત્યાંનાં દેવમંદિરનો એવા સ્વરૂપમાં નાશ કરી નાખો કે તે ઇમારતની જરા પણ નિશાની બાકી ન રહે અને ત્યાંથી મૂર્તિપૂજક હિન્દુઓને કાઢી મૂકો." (અખ્બામ ૧૦, અ. મીરાતે અહમદી, પૃષ્ઠ ૩૭૨)*

ઔરંગજેબના આ ફર્માન મુજબ સોમનાથના તે સમયના મંદિરનો તેમાંની તાત્કાલિક લિંગમૂર્તિસહિત મુસ્લિમ અમલદારોએ એવા તો ભયંકર સ્વરૂપમાં સંપૂર્ણ ધ્વંસ કરાવી નાખ્યો કે જેથી તેમાં મહાદેવની લિંગમૂર્તિની પૂજા તથા પ્રાર્થનાનું કાર્ય હિન્દુઓમાટે સર્વથા અશક્ય તથા અસંભવનીય જ થઇ પડયું. એ ફર્માનમાં જણાવ્યા પ્રમાણે ઔરંગજેબની આજ્ઞાથી પ્રથમ પણ એક વાર સોમનાથના મંદિરનો લિંગમૂર્તિસહિત ધ્વંસ કરી નાખવામાં આવ્યા હતો એટલે આ ધ્વંસ તેની કાર્યકીર્તિમાં દ્વિતીય

---

* ઔરંગજેબનાં હિંદુ દેવાલયના વિનાશ સાથે સંબંધ ધરાવનારાં આ ફર્માનો સર જદુનાથ સરકાર કૃત 'History of Aurangzib' નામક પંચભાગાત્મક બૃહદ્ગ્રંથના તૃતીય ભાગમાંના 'Temple Distruction by Aurangzib' શીર્ષક પ્રકરણમાંથી લેવામાં આવ્યાં છે અને તેથી 'મીરાતે અહમદી'ના પૃષ્ઠાંક પણ તેને અનુસરીને જ લેવાયા છે. આ 'મીરાતે અહમદી'ના કોઇ પણ ગુજરાતી અનુવાદના પૃષ્ઠાંક નથી. એ ગ્રંથના એ ભાગના એ પ્રકરણમાં ઔરંગજેબનાં હિંદુદેવમંદિરોના વિનાશવિષયક બીજાં પણ અનેક ફર્માનો અપાયલાં છે એટલે જેમની ઇચ્છા હોય તેમણે તે ફર્માનોને એ ગ્રંથમાં જોઇ લેવાં. અહીં તો આ લેખ સાથે સંબંધ ધરાવનારાં ત્રણ ફર્માનો જ લેવામાં આવ્યાં છે.

વારનો હતો એ ઘટના પણ વિશિષ્ટતાપૂર્વક સ્મરણમાં રાખી લેવા યોગ્ય છે. અત્યારે પણ સોમનાથના તે પુરાતન મંદિરના અવશેષો પ્રભાસ પાટણમાં વિદ્યમાન છે અને જેમની ઇચ્છા હોય તેમનાથી તે અવશેષોને અશ્રુપૂર્ણ નયનોથી અવશ્ય અવલોકી શકાય તેમ છે. ત્યાર પછીઃ—

"કહ રહા હૈ આસમાં યહ સબ સમાં કુછ ભી નહીં;
પીસ દૂંગા એક ગર્દિશમેં જહાં કુછ ભી નહીં.
જિસ જગહ થા જમકા જલ્સા ઔર ખુસરોકા મહલ;
ચન્દ કબ્રોંકે સિવા ઔર અબ વહાં કુછ ભી નહીં.
તખ્તવાલોંકા પતા દેતે હૈં તખ્તે ગોરકે;
ખોજ મિલતા યહીં તક બાદ અઝ્‌તં કુછ ભી નહીં.
ગૂંજતે થે જિનકે ડંકેસે ઝમીનો આસમાં;
ચુપ પડે હૈ કબ્રમેં અબ 'હૂં' ન 'હાં' કુછ ભી નહીં!"

એ આ સંસારની ચંચલતા તથા પરિવર્તનશીલતાના ત્રિકાલાબાધ્ય નિયમ અનુસાર જ્યારે ઔરંગઝેબના અવસાન સાથે મુગલિયા સલ્તનતની જાહોજલાલીના અસ્ત તથા નિર્બલતાપ્રધાન અસ્તના ઉદયનો સમય આવી લાગ્યો ત્યારે પછી સોમનાથ અથવા સૌરાષ્ટ્રમાંથી મુગલિયા રાજસત્તાનાં મૂળ ઉખડી ગયાં. તે સમયમાં સોમનાથ પાટણનો પ્રદેશ કોઇ વાર માંગરોલના મુસ્લિમ રાજ્યકર્તા શેખના તો કોઇ વાર પોરબંદરના જેઠવાવંશભૂષણ હિન્દુ રાજ્યકર્તાઓ(રાણાઓ)ના અધિકારમાં રહ્યા કરતો હતો. અન્તે જૂનાગઢના મુસ્લિમ નવ્વાબે તે પ્રદેશને જીતી લીધો અને ત્યારથી અત્યાર સુધી તે પ્રદેશ જૂનાગઢના નવ્વાબોના અધિકારમાં જ ચાલ્યો આવે છે. અત્યારના નવ્વાબી મુસ્લિમ શાસનકાળમાં પણ સોમનાથના મંદિર તથા સોમનાથ પાટણની હિન્દુ પ્રજા ઉપર મુસ્લિમ—અસહિષ્ણુતાજન્ય વિપત્તિનાં વારિદ અનેક વાર મૂષળધાર વર્ષ્યાં છે અને વારંવાર વર્ષતાં જ રહે છે; પરંતુ એ સમસ્ત ઇતિહાસને આ પરિમિત લેખમાં ચર્ચી શકાય તેમ ન હોવાથી 'સ્થાલીપુલાકન્યાય' અનુસાર આટલા ઉલ્લેખથી જ પાઠકવૃન્દે એ ઇતિહાસની કલ્પના કરી લેવાની છે.

## સોમનાથના પ્રાચીન શિવાલયના આધુનિક અવશેષ

સોમનાથના જે શિવાલયની સંપત્તિને સુલ્તાન મહમૂદ ગજનવીએ લૂટી હતી; જે શિવાલયમાંની લિંગમૂર્તિનો ભંગ કર્યો હતો અને જે શિવાલયને ધરાશાયી તથા નામશેષ કરી નાખવા માટેના ત્યાર પછીના ભારતીય મુસ્લિમ રાજ્યકર્તાઓએ પણ, ઉપર જણાવ્યા પ્રમાણે, મજહબી તઅસ્સુબના કારણથી, અનેક વાર આયાસો કર્યા હતા તે પ્રાચીન શિવાલય અત્યારના વર્તમાન સમયમાં પણ ભગ્ન અવશેષના રૂપમાં મુસ્લિમોની પરધર્માસહિષ્ણુતાને ઉદ્‌ઘોષવામાટે સોમનાથ પાટણ, દેવપાટણ અથવા પ્રભાસપાટણના સાગરતીરપ્રાંતમાં પોતાના અસ્તિત્વને ટકાવી રહ્યો છે. દુર્ભાગ્યવશાત્ અત્યારે પણ એ શિવાલય વિધર્મી રાજ્યકર્તાના જ અધિકારમાં છે. જૂનાગઢના નવ્વાબના પ્રભાસપાટણમાં વસતા મુસ્લિમ રાજકર્મચારી પાસેથી એ પ્રાચીન શિવાલયને વાસેલા તાળાની કૂંચી તથા એ શિવાલયને જોવાની આજ્ઞા મળી શકે છે.

એ પ્રાચીન શિવાલયના પ્રાંગણના સિંહદ્વાર અથવા બાહ્યદ્વારમાં જડેલી લોહશલાકાઓમાંથી શિવાલયના આભ્યન્તર વિભાગો દૃષ્ટિગોચર થતા રહે છે. આવી દારુણ દુર્દશામાં પણ સોમનાથના એ પુરાતન મંદિરની રચના અત્યંત આકર્ષક તથા અવલોકનીય જ ભાસ્યા કરે છે. ગિરિનારાયણ(ગિરનાર) ગિરિ ઉપરના નેમિનાથના જૈન મંદિર પ્રમાણે જ આ મંદિરના વિશાળ પ્રાંગણની આસપાસ પણ દીવાલ બાંધેલી હતી; પરંતુ હવે તે પ્રાચીરનો લોપ થઇ ગયો છે અને કેવળ કૃષ્ણપાષાણનિર્મિત શિવલિંગરહિત શિવાલય જ નિષ્પ્રાણ કિંવા નિર્જીવ દેહ સમાન દંડાયમાન દેખાયા કરે છે. એ શિવાલયમાં સંગેમર્મર અથવા આરસપાણની કારીગરી હવે જોવામાં નથી આવતી. કહેવામાં આવે છે કે મુસ્લિમોએ એ શિવાલયમાંના સ્ફટિક પાષાણોને કાઢી લઇને પોતાના બયતુલ્લા(ખુદાના ઘર અથવા મસ્જિદો)માં જડાવી દીધા છે અને ત્યાંની અમુક મસ્જિદોમાં સ્ફટિક પાષાણો જડાયલા હોવાથી એ લોકમાન્યતામાં સત્યના અંશો અવશ્ય રહેલા હોવા જોઇયે એમ નિર્વિવાદ માની શકાય છે; કારણ કે, અહમદાબાદ(અમદાવાદ)માંની શાહ આલમનો રોજો, સરખેજનો રોજો તથા જુમા મસ્જિદ આદિક મુસ્લિમશાસનકાલિક ઇમારતોમાં પણ

હિંદુઓનાં દેવાલયોમાંના પાષાણોનો વિપુલ પરિમાણમાં ઉપયોગ કરવામાં આવ્યો છે એટલે જો સોમનાથના શિવાલયમાંના સ્ફટિક પાષાણોને મુસ્લિમ મહાશયોએ પોતાની મસ્જિદોમાં જડાવી દીધા હોય તો તેમાં આશ્ચર્ય તથા અસંભવનીયતા જેવું કાંઇ છે જ નહિ. એ મંદિરના અગ્રમંડપ અથવા જગન્મોહનમાં ત્રણ દિશાઓએ અન્ય ત્રણ દ્વારો આવેલાં છે અને તેમના મધ્યમાં અષ્ટકોણ સ્થાનની અષ્ટ દિશાઓમાં ઉપશાલ (ઓસરી, દાલાન અથવા વરંડા) આવેલા હોઇને મધ્યમાં એક બૃહદ્ ગુંબજ તથા તેની આસપાસ ચાર લઘુ ગુંબજ દેખાય છે. મધ્યસ્થ ગુમ્બજની નીચે આઠ સ્તંભો તથા અર્ધ મંડલાકાર કિંવા ધનુષ્યાકાર મહરાબ દૃષ્ટિગોચર થઇ શકે છે. અગ્રમંડપ કિંવા જગન્મોહનની પશ્ચિમે સોમનાથ મહાદેવનું નિજ મંદિર હોઇને તેમાં બૃહદાકાર શિવલિંગ વિરાજતું હતું. તેના નિકટમાં બાહ્ય પ્રાચીર કિંવા દીવાલના આભ્યંતર ભાગમાં વિચિત્ર પ્રકારના સ્તંભો જોવામાં આવે છે. મંદિરના અગ્ર ભાગમાં મંડપની પશ્ચિમે નન્દીના નિવાસનું સ્થાન આવેલું છે અને મંદિર તથા અગ્રભાગમાં મંડપનું ઉપરિ આચ્છાદન એક જ છે. એ ભૂમિથી ઉચ્ચ હોવાથી ઉપર ચઢવામાટે પાષાણની સોપાનશ્રેણી બનાવવામાં આવી છે. મંદિર તથા તેના અગ્રભાગમાંનો ગુમ્બજ ધરાશાયી થઇ ગયાં છે અને તેથી ઉપરિ ભાગમાંથી મંદિરનો આભ્યન્તર ભાગ સ્પષ્ટ સ્વરૂપમાં દૃષ્ટિગોચર થઇ શકે છે. મંદિરના પશ્ચાદ્ભાગમાંની તૂટેલી દીવાલને પાષાણોવડે કામ ચલાઉ રૂપમાં ચણી લેવામાં આવી છે. મંદિર તથા મંડપની પૂર્વપશ્ચિમ લંબાઇ ૧૨૦ ફીટની હોઇને ઉત્તરદક્ષિણ પહોળાઇ ૭૫ ફીટની છે અને આખો ઘેરાવો ૩૩૦ ફીટનો માપવામાં આવ્યો છે. મંડપના ત્રણ દિશામાંનાં ત્રણ દ્વારોમાં કાષ્ઠના જંગલા (છૂટી છૂટી ચીપો) લગાડી દેવામાં આવ્યા છે અને એ દ્વારોને તાળાં લગાવીને મંદિરને બંધ જ રાખવામાં આવે છે. એ મંદિરની પશ્ચિમે તેના પ્રાંગણ પ્રાચીરની પશ્ચિમ સીમાની પાસે જ એક પુરાતન ઉપશાલ (ઓસરી) દેખાય છે કે જેનો હવે મુસલમાનોએ નમાજગાહ તરીકે ઉપયોગ કરવા માંડયો છે. એ મંદિરની પૂર્વે પ્રાંગણ પ્રાચીરના આભ્યંતર ભાગમાંનાં બે સ્થાનોમાં હનુમાનજીની બે અત્યંત પુરાતન મૂર્તિઓ અદ્યાપિ વિદ્યમાન છે અને ત્યાંના

પંડ્યાઓ તે મૂર્તિઓને સુલ્તાન મહમૂદ ગઝનવીના સોમનાથ ઉપરના આક્રમણની ઘટનાથી પણ પૂર્વ સમયની પ્રાચીન પ્રતિમાઓ તરીકે ઓળખાવે છે.*

કર્નલ્ ટૉડ્કૃત 'વેસ્ટર્ન ઇન્ડિયા' નામક પ્રવાસગ્રંથ તથા કીટોના ગિરનારના પ્રવાસની નોંધના આધારે 'રાસમાળા'માં સોમનાથના એ પ્રાચીન મંદિરનું જે વર્ણન આપવામાં આવ્યું છે તે નીચે પ્રમાણે છેઃ—

"સોમેશ્વર મહાદેવના કીર્તિમાન્ દેરાની આ તો હમણાંની સ્થિતિ લખી, પરંતુ મુસલમાનોની ફોજની આંખે પડેલો તેનો દેખાવ તો એક ન્યારો જ હશે; તે વેળાયે તેનું ગગનમાં ઝોકાં ખાતું શિખર, તેની પછવાડેના દરિયાની આસમાની આકાશકક્ષાથી પાર નીકળી ગયેલું દેખાતું હશે. તેનો દ્વારમંડપ, તેનો રંગમંડપ, અને શંકુ આકારનો ઘુમટ તથા તેની ચોગરદમ ફરતો ચોક, અને થાંભલાએ ટેકાવેલી અડાળિયો, તે સાથે વળી ગ્રહની આસપાસ ઉપગ્રહ હોય તેમ તેને ફરતાં અગણિત ન્હાનાં દેરાં, એ સર્વ વડે સોમનાથના મનમાનતા દેવલની અતિ રમણીય શોભા ખીલી ઊઠતી હશે. પણ આ બધું હવણાં તો ભોંયની સાથે સપાટ થઇ પડ્યું છે, તેની ભીંતોને મસ્જિદની ભીંતો કરી દીધી છે; અને ત્યાં માણસને રહેવાનાં હલકાં રહેઠાણ થઇ પડયાં છે."†

અહીં સોમનાથના પ્રાચીન મંદિરના આધુનિક અવશેષવિષયક વિવરણનાં અવતરણની પણ ઇતિશ્રી થાય છે એટલે હવે હું મુસ્લિમ મોરિખો, મહાત્માઓ, સોદાગરો તથા શાયરો આદિકના દકિયાનૂસી દિમાગોમાંથી અવતરીને દાસ્તાનોની દુનિયામાં દાખિલ થઇ ગયેલી અને સામાન્ય જનતાના ઇતિહાસવિષયક અજ્ઞાનના કારણથી સત્યકથાઓ તરીકે સ્વીકારાઇ ગયેલી સોમનાથનાં મંદિર તથા લિંગમૂર્તિ સાથે સંબંધ ધરાવનારી દારુણ ગપ્પાષ્ટક-

---

* સોમનાથના પ્રાચીન મંદિરના આ આધુનિક અવશેષનું વર્ણન, તેના ચિત્ર સહિત, શ્રીયુત બાબૂ સાધુ ચરણદાસ વિરચિત 'ભારત ભ્રમણ' નામક ગ્રંથના ચતુર્થ ખંડમાંથી લેવામાં આવ્યું છે. જુઓ પૃષ્ઠ ૪૩૯ અને ૪૪૦.

† જુઓ 'રાસમાળા'નો ગુજરાતી અનુવાદ; ફૉર્બસ ગુજરાતી સભાએ પ્રકાશિત કરેલી આવૃત્તિ ત્રીજી, ભાગ ૧ લો, પૃષ્ઠ ૧૦૪.

રૂપિણી દાસ્તાનોના ઇમ્તિહાન (પરીક્ષણ) તરફ વળીને એ કાલ્પનિક કથાઓનાં ઉત્પત્તિ તથા પ્રચારના સંબંધમાં મારા પોતાના જે વૈયક્તિક તથા સ્વતંત્ર વિચારો છે તે વિચારોને, કેટલાક આધુનિક નિષ્પક્ષપાત મુસ્લિમ મોરિંખો, સત્યવક્તા પાશ્ચાત્ય ઇતિહાસવેત્તાઓ તેમ જ પ્રતિષ્ઠિત તથા વિશ્વાસપાત્ર હિંદુ ઇતિહાસલેખકોનાં પ્રમાણોના પ્રાબલ્યપૂર્વક આ સ્થાનમાં, પક્ષપાતના પાપથી અલિપ્ત રહીને, વ્યક્ત કરી બતાવવાના માર્ગમાં અગ્રગામી થવાની હું આજ્ઞા લઉં છું.

## સોમનાથસંબંધિની પૂર્વોક્ત કથાઓની કાલ્પનિકતાની પ્રમાણપરંપરા

### (૧) મુસ્લિમ મોરિંખોની ગવાહી

આ વિષયના મુસ્લિમ મોરિંખ ગવાહોમાં એક મોતબર (વિશ્વાસપાત્ર) મોરિંખ તરીકે સર્વથી અગ્રભાગે વિરાજવાની યોગ્યતા ધરાવનાર જો કોઇ પણ ગવાહ હોય, તો તે અલ્બીરૂની જ છે; કારણ કે, તે સોમનાથની લિંગ-મૂર્તિના ભંજક સુલ્તાન મહમૂદ ગજનવીનો સમકાલિક હોઇને હિન્દુસ્થાનમા દીર્ઘ કાલ પર્યન્ત વસેલો હતો અને ઇસ્લામનો અભિમાની અનુયાયી હોવા છતાં પણ સંસ્કૃત ભાષા તથા આર્યધર્મશાસ્ત્રોનો જ્ઞાતા હોઇને હિન્દુઓના ધાર્મિક વિધિયોના જ્ઞાનની અભ્યાસ તથા સહવાસદ્વારા તેણે યોગ્ય પરિમાણમાં પ્રાપ્તિ કરી લીધી હતી. તેનું સંપૂર્ણ નામ અબુરૈહાન મુહમ્મદ બિન અહમદ અલ્બીરૂની હતું. ખ્વારજમ પ્રાંતના બીરૂન નામક નગરમાં ઇ. સ. ૯૭૧ ની લગભગમાં તેનો જન્મ થયો હતો. તેણે જ્ઞાનવૃક્ષની જ્યોતિઃશાસ્ત્ર, ભૂમિતિ, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન તથા ન્યાયદર્શન આદિક અનેકવિધ શાખાઓનો ઉત્તમ અભ્યાસ કર્યો હતો અને અરબી, ફારસી, સંસ્કૃત તથા પુસ્તુ આદિક ભાષાઓનો પણ તે ઉત્તમ જ્ઞાતા હતો. એમ પણ કહેવામાં આવે છે કે તેણે યોગનો પણ સંપૂર્ણ અભ્યાસ કરેલો હોવાથી તે ત્રિકાલજ્ઞ યોગીના પદને પણ પ્રાપ્ત કરી શકયો હતો; પરંતુ હું આ કથનને કાંઇક અતિશયોક્તિપૂર્ણ માનું છું. તેણે ચાળીસ વર્ષ જેટલા દીર્ઘ કાળ પર્યન્ત ભિન્ન ભિન્ન દેશોમાં પ્રવાસ કર્યો હતો અને ઉપર જણાવ્યા પ્રમાણે ભારત-

વર્ષના પંજાબ તથા મુલ્તાન આદિક પ્રાંતોમાં તે કેટલાંક વર્ષ પર્યન્ત ત્યાંના સ્થાયી નિવાસી તરીકે પણ રહ્યો હતો. તેણે ગ્રીક તથા સંસ્કૃત ભાષાના અનેક ગ્રંથોના અરબી ભાષામાં અનુવાદો કર્યાં હતા તેમ જ કેટલાક સ્વતંત્ર ગ્રંથો પણ અરબી ભાષામાં લખ્યા હતા. એમ કહેવામાં આવે છે કે તેના લખેલા ગ્રંથોનો ભાર એક ઊંટથી ઊપાડીને લઇ જઇ શકાય તેના કરતાં પણ વધારે થવા જતો હતો. પરંતુ તેના લખેલા અન્ય સર્વ ગ્રંથો કરતાં જે ગ્રંથ 'અલ્બીરૂનીકૃત ભારત' નામથી વિખ્યાત છે તે 'તારીખ્—ઉલ્—હિન્દ'* નામક ગ્રંથને જ અત્યારે શ્રેષ્ઠતમ તથા અમૂલ્ય માનવામાં આવે છે અને એ જ કારણથી તેના એ ગ્રંથના યૂરોપ તેમ જ ભારતવર્ષની અનેક પ્રચલિત ભાષાઓમાં વિસ્તૃત અનુવાદો થઇ ગયા છે. અલ્બીરૂનીએ એ પછીનો પોતાનો લખેલો 'કાનૂન મસુદી' નામક ગ્રંથ સુલ્તાન મહમૂદ ગજનવીના સિંહાસનના ઉત્તરાધિકારી સુલ્તાન મસૂદ ગજનવીને સમર્પિત કર્યો હતો અને તેના બદલામાં એક હાથીથી ઉપાડી શકાય તેટલા વજનના ચાંદીના સિક્કા તેને આપવામાં આવ્યા હતા. સુલ્તાન મહમૂદ ગજનવીની સમસ્ત કાર્યકીર્તિને અવલોકીને તેના શાહજાદા મસૂદની સુલ્તાન તરીકેની કાર્યકીર્તિના દર્શનનો યોગ પણ તેને પ્રાપ્ત થયો હતો અને ૬૯ વર્ષ જેટલા સામાન્યતઃ દીર્ઘ આયુષ્યને ભોગવીને ઇ. સ. ૧૦૩૯ માં તે જન્નતનશીન થયો હતો. અસ્તુ.

અલ્બીરૂનીના ઉપર્યુક્ત 'તારીખ્—ઉલ્—હિન્દ' નામક ગ્રંથમાં અનેક સ્થળે હિન્દુજાતિ તથા હિન્દુ ધાર્મિક માન્યતાઓના સંબંધમાં સર્વથા પ્રમાદમૂલક કઠોર તથા વિપરીત વિધાનો પણ કરાયલાં છે એટલે એ ગ્રંથ હિંદુજાતિ તથા હિંદુધર્મના મંડન કિંવા પક્ષપાતના આશયથી તો નથી જ લખાયો એ વાર્તા સર્વથા નિર્વિવાદ છે એટલે જો સોમનાથની મૂર્તિના સંબં-

* અલ્બીરૂનીના અરબી ભાષાના એ ગ્રંથનું મૂળ નામ 'હિન્દુઓના સર્વ પ્રકારના ઉપાદેય તથા હેય વિચારોનું એક સત્ય નિરૂપણ' છે; પરંતુ એ નામ દીર્ઘતર તેમ જ કેટલેક અંશે અયોગ્ય હોવાથી એ ગ્રંથને 'તારીખ–ઉલ્–હિન્દ' ('ભારતવર્ષનો ઈતિહાસ') અથવા 'અલ્બીરૂનીકૃત ભારતવર્ષ'ના સંક્ષિપ્ત તથા ભાવવાહક નામથી જ ઓળખવામાં આવે છે.

થમાં ઉપર્યુક્ત કાલ્પનિક કથાઓમાં વર્ણવાયલી છે તેવી બાબતો તેના જાણવામાં આવી હોત અને તે બાબતો તેને સાચી દેખાઇ હોત, તો સોમનાથની મૂર્તિના સુલ્તાન મહમૂદ ગજનવીના હસ્તથી થયેલા ખંડનની ઘટનાના ઉલ્લેખ સાથે તેણે એ બાબતોનો પણ અવશ્ય ઉલ્લેખ કરી દીધો હોત, એ તો કોઇ એક સામાન્યબુદ્ધિ મનુષ્ય પણ કહી શકે તેમ છે; પરંતુ અત:પૂર્વ અલ્બીરૂનીના એ ગ્રંથમાંના સોમનાથવિષયક ઉલ્લેખનો જે અનુવાદ આપવામાં આવ્યો છે તેમાં એવી કોઇ પણ બાબત ચર્ચાયલી નથી; માત્ર એટલું જ નહિ, પણ મહાદેવની મૂર્તિ એટલે પાષાણનિર્મિત ઘન લિંગમૂર્તિ જ હોય છે એના સ્પષ્ટીકરણમાટે 'વરાહમિહિર સંહિતા'માં શિવલિંગમૂર્તિના નિર્માણ તથા આકૃતિ આદિનો જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેને પણ પોતાના ગ્રંથમાં સોમનાથની કથા સાથે જ તેણે અવતારી બતાવ્યો છે. અર્થાત્ અલ્બીરૂની જેવા સત્યવાદી તથા નિષ્પક્ષપાત મનાતા મુસ્લિમ લેખક, પંડિત તથા ઇતિહાસવેત્તાએ જ્યારે સોમનાથની મૂર્તિના સંબંધમાં અન્ય મુસ્લિમોના ગ્રંથોમાં કથાયલી કથાઓમાંની કોઇ પણ કથા નામમાત્રને માટે પણ નથી જ આપી એટલે એથી સ્પષ્ટ સ્વરૂપમાં અને કોઇ પણ પ્રકારના વિવાદના ભય વિના માની શકાય છે કે સોમનાથનાં મંદિર તથા મૂર્તિના સંબંધમાં મુસ્લિમોદ્વારા પ્રકાશમાં આવેલી પૂર્વોક્ત સર્વ કથાઓ સર્વથા કાલ્પનિક હોઇને હિન્દુધર્મ તથા હિન્દુજાતિને હીણવાના મલિન આશયથી જ રચાયલી છે.

જેને ઇબ્ન–અસીરના સંક્ષિપ્ત નામથી ઓળખવામાં આવે છે તે અલ્–શૈબાની મજદુદ્દીન જજરી ઉર્ફ અબુસ્સાદત, મુબારક બિન્ અસીર અલ્–જજરી અરબી ભાષાનો એક સન્માન્ય ગ્રંથકાર હતો અને તેણે અરબી ભાષામાં 'જમાઉલ્ ઉસુલ' આદિ કેટલાક અન્ય ગ્રંથો ઉપરાંત 'કામિલુત્તવારીખ' નામક એક ઇતિહાસગ્રંથ પણ લખ્યો હતો કે જે ગ્રંથ અત્યારે પણ ઉપલબ્ધ છે. એ ઇબ્ન્–અસીર ઇ. સ. ૧૨૦૯ માં જન્નતનશીન થયો હતો એટલે એ ગ્રંથ ઇ. સ. ૧૧૦૦ ના અંતિમ દિવસોમાં અથવા તો ઇ. સ. ૧૨૦૦ ના આરંભના સમયમાં લખાયલો હોવો જોઇયે એવી સામાન્ય કલ્પના કરી શકાય છે. એ ગ્રંથમાં સુલ્તાન મહમૂદ ગજનવીના હસ્તથી થયેલા સોમનાથની લિંગમૂર્તિના ખંડન તથા સોમનાથ પાટણમાંના એ અવસર સાથે સંબંધ ધરાવનાર

હિંદુ–મુસ્લિમ સંગ્રામનો સમસ્ત ઇતિહાસ આપવામાં આવ્યો છે; છતાં તેમાં સોમનાથની મૂર્તિ તથા સોમનાથના મંદિર સાથે સંબંધ ધરાવનારી પૂર્વોક્ત મુસ્લિમ કથાઓ જેવી એક પણ કથા આપવામાં નથી આવી અને એવો એક પણ શબ્દ લખવામાં નથી આવ્યો કે જેને એ કથાઓમાં વર્ણવાયલા વિષયના આંશિક સમર્થક તથા પુરસ્કારક તરીકે સ્વીકારી શકાય. અર્થાત્ આવી કથાઓની એ 'કામિલુત્તવારીખ' નામક અરબી ઇતિહાસગ્રંથમાંની અવિદ્યમાનતા પણ એ જ વાર્તાને નિર્વિવાદ સિદ્ધ કરી રહી છે કે સોમનાથ-વિષયક પૂર્વોક્ત સર્વ મુસ્લિમી કથાઓ અસત્યમૂલક, ગપ્પાષ્ટકરૂપિણી તથા કપોલકલ્પિતા હોવાથી તેમનામાં સત્ય તથા વાસ્તવિકતા જેવું કાંઇ છે જ નહિ અને હોવાનો સંભવ પણ નથી; કારણ કે, આ 'કામિલુત્તવારીખ' નામક ઇતિહાસગ્રંથ સુલતાન મહમૂદ ગજનવીના મૃત્યુની ઘટનાને લગભગ ૧૭૫ વર્ષ જેટલો સમય વીત્યા પછી લખાયલો હોવાથી જો આવી કોઇ પણ કથા કોઇ પૂર્વગામી ગ્રંથમાં જોવામાં આવી હોત અથવા કોઇના મુખથી સાંભળવામાં આવી હોત, તો ઇબ્ન અસીરે અવસ્ય તે કથાનો કોઇ પણ સ્વરૂપમાં પોતાના ગ્રંથમાં ઉલ્લેખ કર્યો હોત, એ કોઇ પણ કહી તથા માની શકે તેવી સરળ વાર્તા છે એટલે એવી કોઇ પણ કથાનો એ ગ્રંથ-માંનો અભાવ એ કથાઓની વાસ્તવિકતાનો સ્પષ્ટ અસ્વીકાર કરી રહ્યો છે અને એ કથાઓની અસત્યમૂલકતાને જ પ્રકાશિત કરી રહ્યો છે, એમાં સંશય જેવું કાંઇ છે જ નહિ.

ઇ. સ. ૧૯૨૭ માં અલીગઢ, મુસ્લિમ યૂનિવર્સિટીના હિસ્ટરી તથા પોલિટિક્સના પ્રોફેસર સાહબ મુહમ્મદ હબીબ, બી. એ. (ઑક્સન્) એમ્. એલ્. સી. એ 'Sultan Mahmud of Ghaznin' નામક એક ઐતિ-હાસિક ગ્રંથ અંગ્રેજી ભાષામાં લખ્યો છે અને તેમાં સોમનાથ મહાદેવની મૂર્તિના સંબંધમાં પોતાના જે અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો છે તેનો ભાવાર્થ અથવા મથિતાર્થ એ છે કેઃ—

"મહમૂદે સોમનાથના મંદિરમાં પ્રવેશ કર્યો અને મંદિરમાંના અગાધ ધનરાશિને હસ્તગત કરી લીધો. 'મંદિરમાંથી મળી આવેલાં સુવર્ણ તથા

રત્નોનો રાશિ એટલો બધો વિશાળ તથા બહુમૂલ્ય હતો કે તે સમયના હિન્દુસ્થાનના કોઇ પણ રાજ્યકર્તાના રાજકોષમાં એ ધનરાશિ તથા રત્નરાશિના એક શતાંશ ભાગ જેટલો સુવર્ણ–રત્નરાશિ પણ ભાગ્યે જ મળી શકે તેમ હતું.' પાછળના ઇતિહાસલેખકોએ પોતાના લખેલા ઇતિહાસોમાં એવી કથા લખેલી છે કે; 'સોમનાથની મૂર્તિના મૂલ્ય તરીકે બ્રાહ્મણોએ આપવા કહેલા પ્રચંડ ધનરાશિનો મહમૂદે 'બુતફરોશ' ('મૂર્તિવિક્રેતા') ની પદવી કરતાં 'બુતશિકન' ('મૂર્તિભંજક') ની પદવીને અધિક મહત્ત્વ આપીને કેવી રીતે અસ્વીકાર કર્યો હતો; પોતાના ગુર્જના પ્રહારથી સોમનાથની મૂર્તિને કેવી રીતે તોડી નાખી હતી અને પોતાની એ પવિત્ર ભાવનાના પરિણામ તરીકે તે મૂર્તિના ઉદરમાંથી તત્કાળ બહાર નીકળી આવેલા અગાધ રત્નરાશિની પ્રાપ્તિ તેને કેવી રીતે થઇ ગઇ હતી.' પરંતુ આ સર્વથા અસંભવનીય કથા છે; કારણ કે, એ ઘટનાની વાસ્તવિકતાને દઢાવનારું કોઇ પણ પ્રમાણ મહમૂદના સમકાલિક ઇતિહાસસાહિત્યમાંથી તો નથી જ મળી શકતું અને તે ઉપરાંત સોમનાથની મનુષ્યના આકારની કોઇ મૂર્તિ હતી જ નહિ; તે તો પાષાણુની ઘડાયા વગરની એક ઘન લિંગમૂર્તિ જ હતી એટલે તેના ઉદરમાંથી રત્નરાશિ બહિર્ગત થઇ શકે તેમ હતું જ નહિ. દુર્ભાગ્યવશાત્ એટલી કથા માત્ર સત્ય છે કે એ લિંગમૂર્તિનો ભંગ કરવામાં આવ્યો હતો; પરંતુ બ્રાહ્મણોએ ધનરાશિ સમર્પવામાટે કરેલી પ્રાર્થના અને મહમૂદે તેમની એ પ્રાર્થનાના કરેલા અસ્વીકારની કાલ્પનિક કથા તો પછીથી જ જોડી કાઢવામાં આવી છે."*

---

* "Mahmud entered the temple and possessed himself of its fabulous wealth. 'Not a hundreth part of the gold and precious stones he obtained from Somnath were to be found in the treasury of any king of Hindustan.' Later historians have related how Mahmud refused the enormous ransom offered by the Brahmans, and, preferring the title of 'Idol-breaker' *(But-Shikan)* to that of 'Idol-seller' *(But–farosh)*, struck the idol with his mace, his piety being instantly rewarded by the precious stones that came out of its belly. This is an impossible story. Apart

એજ પ્રમાણે હજરત સલામત મુહમ્મદ નાઝિમ એમ. એ., પી એચ. ડી. (કેન્ટબ) સાહબે અંગ્રેજી ભાષામાં 'The Life and Times of Sultan Mahmud of Ghazna' નામક ગ્રંથ લખેલો છે અને તે ગ્રંથને કેમ્બ્રિજ યુનિવર્સિટી પ્રેસે છપાવીને ઇ. સ. ૧૯૩૧ માં પ્રકાશિત કરેલો છે. એ ગ્રંથમાં સોમનાથનાં મંદિર તથા મૂર્તિ સાથે સંબંધ ધરાવનારી પૂર્વોક્ત કાલ્પનિક કથાઓમાંની એક કથાના સંબંધમાં તેમનો જે અભિપ્રાય છે તેનો તો આ લેખમાં અતઃપૂર્વ ઉલ્લેખ કરાયલો છે એટલે હવે એવી સર્વ કાલ્પનિક કથાઓના સંબંધમાં તેમનો જે સામાન્ય અભિપ્રાય છે તે અહીં અનુવાદના રૂપમાં મારે અવતારવાનો છે. એ કાલ્પનિક કથાઓના સંબંધમાં તેઓ લખે છે કેઃ—

"મુસલ્માનોએ સોમનાથના મંદિરના ધ્વંસને મૂર્તિપૂજા ઉપર ઇસ્લામે મેળવેલા ગગનગામી વિજય તરીકે માની લીધો હતો અને સુલ્તાન મહમૂદ એક ધર્મવીર તરીકે મુસ્લિમ જગતના ધન્યવાદનો ભોક્તા થઇ શક્યો હતો. મુસ્લિમ શાયરો(કવીશ્વરો) એ મૂર્તિભંજક મહાવીરના વાસ્તવિક કિંવા અવાસ્તવિક (કાલ્પનિક) ગુણોનાં ગીતડાંને ગાવાના કાર્યમાં એક બીજાની સ્પર્ધા કરવા મંડી ગયા હતા અને ત્યાર પછીની પેઢીના ગદ્યલેખકોએ સુલ્તાન મહમૂદને અનેક કપોલકલ્પિત કથાઓનો નાયક બનાવીને પ્રશંસારૂપ નજરાણાને તેનાં ચરણોમાં સમર્પી બતાવ્યો હતો. આવી કાલ્પનિક કથાઓમાંની બહુસંખ્ય કથાઓને એકરૂપતા તથા અનુકરણ(દત્તકવિધાન)ના

---

from the fact that it lacks all contemporary confirmation, the Somnath idol was a solid unsculptured *Linga* not a statue, and stones could not come out of its belly. That the idol was broken is unfortunately true enough, but the offer of the Brahmans, and Mahmud's rejection of the offer, is a fable of later days."

Sultan Mahmud of Ghaznin, by Mohammad Habib, B. A. (Oxon) M. L. C. (1927), page 53.

નૈસર્ગિક ક્રમથી ઇતિહાસગ્રંથોમાં મેળવી લેવામાં આવી હતી અને પ્રામાણિક વાસ્તવિક કથાઓ તરીકે રજૂ કરવામાં આવી હતી.”

પૂર્વે 'મન્તિકુત્તય્ર' નામક ગ્રંથમાં તે ગ્રંથના નિર્માતા શેખ ફરીદુદ્દીન અત્તારે લખેલી સોમનાથની મૂર્તિવિષયક જે કથા આપવામાં આવેલી છે તે કથાના સંબંધમાં એ જ વર્તમાન મુસ્લિમ ઇતિહાસવેત્તાએ સ્પષ્ટ શબ્દોમાં પોતાના એવા અભિપ્રાયને વ્યકત કરી બતાવ્યો છે કેઃ—

“સોમનાથની આ કથા એવા આશયને વ્યકત કરી રહી છે કે સોમનાથની એ મૂર્તિ કન્દરલ્જ (પોલી) હતી; પરંતુ એ વિધાન સર્વથા અસત્ય છે; કારણ કે, આવા પ્રકારની લિંગમૂર્તિઓના નિર્માણના સૂક્ષ્માતિસૂક્ષ્મ નિયમો કિંવા વિધિઓનો પોતાના ગ્રંથના દ્વિતીય ભાગના ૧૦૩ તથા ૧૦૪ પૃષ્ઠોમાં અલ્બીરૂનીએ ઉલ્લેખ કરેલો હોઇને તેમાં એ શિવલિંગો પોકળ હોવાની વાર્તા તેણે ક્યાંય નથી ઉલ્લેખી; માત્ર એટલું જ નહિ, પણ સોમનાથની મૂર્તિના ઉદરમાંથી અચિન્ત્ય બહુમૂલ્ય રત્નરાશિ બહાર નીકળી આવ્યાની ઘટના તે સમયના જે પ્રમાણભૂત ઇતિહાસગ્રંથો મનાય છે અને જેમાં સોમનાથ ઉપર મેળવેલા વિજયના સંબંધમાં સુલ્તાન મહમૂદ ગજનવીએ ખલીફ઼ ઉપર લખેલા પત્રને પણ અવતારવામાં આવ્યું છે તે ગ્રંથોમાં પણ ક્યાંય

---

* "The destruction of the temple of Somnath was looked upon as the crowning glory of Islam over idolatry, and Sultan Mahmud as the champion of the faith, received the applause of all the Muslim world. Poets vied with each other in extolling the real or supposed virtues of the idol-breaker, and prose-writers of later generation paid their tribute of praise to him by making him the hero of numerous storiec. Most of these stories, by a natural process of assimilation and adaptation, were incorporated in works of history and handed down as well authenticated facts."

The Life and Times of Sultan Mahmud of Ghazna, by Muhammad Nazim M. A; Ph. D. (Cantab) 1931, page 219.

કથાવલી જોવામાં નથી આવતી. જો એ ઘટના વસ્તુતઃ ઘટી જ હોત, તો ફર્રુખી જેવો શાયર પોતાના 'કસીદા'*માં એ ઘટનાને વર્ણવવાના કાર્યને કદાપિ ભૂલ્યો ન જ હોત; કારણ કે, એ 'કસીદા'માં સોમનાથ ઉપરના આક્રમણનો વૃત્તાન્ત અતિશય વિસ્તારપૂર્વક વર્ણવાયલો છે એટલે આ ઉત્કૃષ્ટ વિષય તો તેના કસીદાને અતિશય શોભાવનારો જ થઇ પડ્યો હોત."†

---

* 'કસીદા' અરબી ભાષાનો શબ્દ છે. અરબી, ફારસી અથવા ઉર્દૂ ભાષામાં કોઇ પ્રશંસનીય પુરુષની પ્રશસ્તિ તરીકે રચવામાં આવતા એક પ્રકારના દીર્ઘ કાવ્યને 'કસીદા' નામથી ઓળખવામાં આવે છે અને એમાં ૧૦૦ છંદથી ઓછા છંદો ન હોવા જોઇયે એવો એક નિયમ છે. ૧૦૦ થી વધારે ગમે તેટલા છંદો હોય તેમાટે નિયમ નથી. સુલ્તાન મહમૂદ ગજનવીના સોમનાથ ઉપરના આક્રમણના સમયમાં ફર્રુખી નામક શાયર (કવિ) સુલ્તાનની સાથે જ હતો અને તેણે સુલ્તાન મહમૂદ ગજનવીના પ્રશસ્તિનો એક દીર્ઘ કસીદો લખ્યો હતો; પરંતુ તેમાં સોમનાથની મૂર્તિ રિક્તગર્ભા (પોકળ) હોવાની તથા તેમાંથી અગાધ રત્નરાશિ નીકળ્યાની ઘટના નામમાત્રને માટે પણ વર્ણવાયલી જોવામાં નથી આવતી. 'તારીખે ફખ્રુદ્દીન મુબારકશાહ' નામક ગ્રંથના પર મા પૃષ્ઠમાં એ 'કસીદા'ના લેખનના બદલા તરીકે સુલ્તાન મહમૂદ ગજનવીએ એ ફર્રુખી નામક શાયરને એક હાથી ઉપર લાદી શકાય તેટલી સુવર્ણ-મુદ્રાઓ આપી હતી, એવા આશયનો ઉલ્લેખ કરાયલો છે.

† "This story implies that the idol was hollow, which is incorrect. Al-Biruni, ii, 103–4, gives minute rules which had to be observed with regard to the construction of such idols, but he does not mention that they were ever hollow. Further, the unexpected find of precious stones is not mentioned by the early authorities in which the Sultan's letter of victory to the Caliph is quoted. If this had actually happened, Farrukhi, of all others, could not have neglected to utilise this excellent theme in the qasida in which he gives a lengthy account of this expedition."

The Life and Times of Sultan Mahmud of Ghazna, by Muhammad Nazim M. A; Ph. D. (Cantab) 1931, Page 221.

આ મુસ્લિમ ઇતિહાસવેત્તાએ મુસ્લિમ મોરિંખો, શાયરો તથા સૂફી સંતો આદિકના દિમાગે મુબારિકમાંથી જન્મેલી સોમનાથવિષયક બીજી પણ બેક કથાઓની અવાસ્તવિકતાના સંબંધમાં આવા જ પ્રકારના અભિપ્રાયો દર્શાવ્યા છે એટલે તે સર્વ અભિપ્રાયોને આ સ્થાનમાં અવતારવાની આવશ્યકતા મને નથી જણાતી. એ મહાશયના ગ્રંથમાં આ લેખમાં સોમનાથ-વિષયક આવી જેટલી કથાઓ અપાઇ છે તેટલી સર્વ કથાઓ પ્રકટ કરવામાં નથી આવી એટલે તે કથાઓનાં કાં તો એમને દર્શન નહિ થયાં હોય અને કાં તો બુદ્ધિપુર્વક એમણે એવી કેટલીક કથાઓને ત્યજી દીધી હશે. ઉદાહરણ તરીકે શેખ શાદી જેવા મહાત્મા સૂફી સંતે પોતાના 'બૂસ્તાન' જેવા ગ્રંથમાં વર્ણવેલી અને આ લેખમાં સંપૂર્ણ અવતારાયલી કથાનો એમના ગ્રંથમાં અભાવ છે તેથી જ જકરિયા કજીની લિખિત કથા પણ અનુદ્ધૃત જ રહેલી છે.

મુસ્લિમ ઇતિહાસવેત્તાઓનાં સોમનાથવિષયક એ મુસ્લિમ કથાઓની અવાસ્તવિકતા તથા કાલ્પનિકતાનાં પ્રકાશક આવાં અન્ય પ્રમાણો પણ મળી શકે તેમ છે; પરંતુ અહીં અવતારેલાં આ પ્રમાણોમાં પ્રાચીન તેમ જ આધુનિક, ઉભય પ્રકારના, મુસ્લિમ મોરિંખોનો સમાવેશ થઇ જતો હોવાથી અને અન્યાન્ય મુસ્લિમ મોરિંખોના અભિપ્રાયો પણ શબ્દભિન્નતા કિંવા વાક્યભિન્નતાથી આ આશયને જ દર્શાવનારાં હોવાથી પુનરુક્તિદોષના નિવારણ-માટે તે સર્વ પ્રમાણોના પ્રકાશનના પ્રલોભનને તિલાંજલિ અર્પીને આટલાં પ્રમાણોથી જ મારે સંતોષ માની લેવો પડ્યો છે. અસ્તુ:

ત્યારે હવે આપણા આ પ્રતિપાદ્ય વિષયનાં પાશ્ચાત્ય ગૌરાંગ ઇતિહાસજ્ઞોના ગ્રંથોમાંનાં પ્રમાણો પ્રતિ આપણે દૃષ્ટિપાત કરીશું.

## (૨) પાશ્ચાત્ય ગૌરાંગ ઇતિહાસજ્ઞોની ગવાહી

સર્જ્યન જનરલ એડ્વર્ડ બાલ્ફર મહાશયે પોતાના લખેલા 'ભારતીય વિશ્વકોષ' ('The Cyclopædia of India') નામક ત્રિખંડાત્મક પ્રચંડ ગ્રંથમાં જ્યોતિર્લિંગ સોમનાથ, તેના મંદિર તથા સુલ્તાન મહમૂદ ગજનવીના હસ્તે સોમનાથની લિંગમૂર્તિના થયેલા ભંગનો વિસ્તૃત વૃત્તાંત આપેલો હોઇને અંતે એ લિંગમૂર્તિના સંબંધમાં પોતાના એ જ અભિપ્રાયને વ્યક્ત

કરી બતાવ્યો છે કે: "આ પરંપરીય કથા અણુમાત્ર પણ વિશ્વાસપાત્ર નથી અને તે એટલામાટે કે મહાદેવની લિંગમૂર્તિ કદાપિ રિક્તગર્ભા અથવા કંદરગર્ભા (પોકળ) હોતી જ નથી............"*

'The Cambridge History of India' નામક પ્રચંડ ઇતિહાસગ્રંથના ઇ. સ. ૧૯૨૮ માં પ્રકાશિત કરાયલા 'તુર્ક અને અફગાન' (Turks & Afghans) શીર્ષક તૃતીય ખંડના દ્વિતીય પ્રકરણમાં પણ સોમનાથ વિષયક એ કથાના સંબંધમાં એમ જ કહેવામાં આવ્યું છે કે: "આ કથા પુરાવૃત્તોના આધારે ત્યાર પછીના (મુસ્લિમ) મોરિંખોએ રચેલી કાલ્પનિક કથા જ દેખાય છે............"†

ગેબ્રીલ ફેસ્ટિંગ (Gabrielle Festing) નામક એક આંગ્લ ઇતિહાસલેખકે પોતાના લખેલા 'When Kings Rode to Delhi' નામક ગ્રંથમાં સોમનાથ વિષયક મુસ્લિમોના ફળદ્રૂપ મસ્તિષ્કમાંથી ઉદ્ભવેલી એ કાલ્પનિક કથાના સંબંધમાં જે ઉપહાસાત્મક વક્રોક્તિ કરેલી છે, તે અવશ્ય વાંચવા તથા સ્મરણમાં રાખી લેવા યોગ્ય છે. તે ઉપહાસાત્મક વક્રોક્તિ આ છે:–

"સોમનાથની લિંગમૂર્તિના ભંગ સાથે સંબંધ ધરાવનારી ધાવમાન કથા આ છે કે જે કથા અનેક વંશશ્રેણીઓના સાચા મુસલ્માનોમાટે એક પ્રકારના વિશિષ્ટ આનન્દને અર્પનારી તથા મૂર્તિભંજનના વિષયમાં અનુકરણીય આદર્શરૂપિણી થઇ પડી છે. હવે અત્યારના વર્તમાન ટીકાકારો (ઇતિહાસવેત્તાઓ) સોમનાથના મંદિરના મધ્યગર્ભગૃહમાં કોઇ એવી રિક્તગર્ભા

---

* "But this traditional story is quite unworthly of credence; the linga is never hollow."

Balfour's Cyclopædia of India, Third Edition, 1885, Vol. III, page 705.

† "But this story appears to be an embellishment, by later historians, of the earlier chronicles."

The Cambridge History of India, Volume III, (1928), Turks & Afghans; page 25.

કિંવા કંદરગર્ભા મૂર્તિ અસ્તિત્વ ધરાવતી જ ન હોતી અને જે મૂર્તિ અસ્તિત્વ ધરાવતી હતી તે ધન લિંગમૂર્તિ હોવાથી તેના ઉદરમાં રત્નરાશિ હોવાનો સંભવ હતો જ નહિ, અર્થાત્ તે લિંગમૂર્તિ અત્યારે પણ સમસ્ત ભારતવર્ષમાં જોવામાં આવ્યા કરે છે તેવી ધન લિંગમૂર્તિ જ હતી, એમ દર્શાવવાના જે પ્રયત્નો કરી રહ્યા છે એ તેમની એક પ્રકારની નિર્દયતા છે." (કારણ કે, એથી મૂર્તિભંજક મુસ્લિમોના વિશિષ્ટ આનંદ તથા મૂર્તિભંજનવિષયક આદર્શનો ધ્વંસ થઇ જવાનો સંપૂર્ણ સંભવ છે અને તેથી જ અમો એ પ્રયત્નોને નિર્દયતા નામથી ઓળખાવી રહ્યા છીએ, એ જ એ આંગ્લ ઇતિહાસવેત્તાના કથનનો કટાક્ષ છે, એ કોઇ પણ બુદ્ધિશાલી મનુષ્ય સમજી શકે તેમ છે, એટલે એનું વિશેષ વિવરણ નિરર્થક છે.)*

આ કટાક્ષમય કથનમાં અત્યારના વર્તમાન ઐતિહાસિકો સોમનાથવિષયક એ મુસ્લિમ કથા અથવા કથાઓને ગપ્પાષ્ટક તરીકે સિદ્ધ કરી બતાવવા માંડયા છે એ વાર્તા પણ આવી જાય છે અને તે સર્વાંશે સત્ય છે; કારણ કે, ભારતવર્ષના મુસ્લિમકાલિક ઇતિહાસના લેખક બહુધા સર્વ પાશ્ચાત્ય ગૌરાંગ ઇતિહાસવેત્તાઓએ સોમનાથવિષયક આ મુસ્લિમ કથા અથવા કથાઓની કાલ્પનિકતા તથા ગપ્પાષ્ટકતાના સંબંધમાં પોતાના આવા જ અભિપ્રાયો પોતાની વિશિષ્ટ પ્રણાલીથી દર્શાવ્યા છે. તેમનામાંના સ્ટેન્લી લેન પૂલ નામક પાશ્ચાત્ય ઇતિહાસવેત્તાનો અભિપ્રાય તો પૂર્વે જ અપાઇ ગયો છે; ત્રણ પાશ્ચાત્ય ગૌરાંગ ઇતિહાસવેત્તાઓના અભિપ્રાયો અહીં અપાયા છે

* **"So runs the story, which has been a joy and an example to true Muslims of countless generations; and it is unkind, with modern commentators, to point out that there was no image in the central shrine at Somnath–only a rude stone cylinder (which being solid could not contain treasure), such as may be seen all over India to this day."**

When Kings Rode to Delhi, by Gabrielle Festing (1912), **Chapter 1, Mahmud of Ghazni (1000–1030) pp. 19 and 20.**

અને અન્ય પાશ્ચાત્ય પંડિતોનાં મંતવ્યો પણ એ જ છે એટલે તે સર્વ પાશ્ચાત્ય ઐતિહાસિકોના અભિપ્રાયોને અહીં અવતારવાની આવશ્યકતા નથી રહેતી.

હવે આપણે હિંદુ ઇતિહાસવેત્તાઓની સોમનાથનાં મંદિર તથા મૂર્તિવિષયક માન્યતાઓને અવલોકીશું.

## (૩) ભારતીય હિંદુ ઇતિહાસવેત્તાઓની માન્યતા

'મુસલ્માની રિયાસત'ના કર્તા તથા પ્રખ્યાત દાક્ષિણાત્ય ઇતિહાસવેત્તા શ્રીયુત ગોવિંદ સખારામ સરદેસાઇ બી.એ. મહાશયે પોતાના એ ગ્રંથમાં સોમનાથની મૂર્તિના સંબંધમાં પોતાનો જે અભિપ્રાય દર્શાવ્યો છે તે એ છે કેઃ—

"પ્રથમ તો શંકરની મૂર્તિ જ નથી હોતી; અને જો હોય તો તે ઘન હોઇને પોલી તો ન જ હોવી જોઇયે; તેમાં પણ વળી હીરા તથા માણિક્યથી ભરેલી તે મૂર્તિ હોય એ ઘટના તો સર્વથા અસંભવનીય જ છે. અર્થાત્ સોમનાથની મૂર્તિ મૂલતઃ હતી જ નહિ, તે તો એક શિવલિંગ જ હતું. સોમનાથનું સ્થાન દ્વાદશ જ્યોતિર્લિંગોમાંના એક જ્યોતિર્લિંગનું સ્થાન છે એટલે મહમૂદ જેના કકડા લઇ ગયો હતો તે કકડા એ શિવલિંગના જ હોવા જોઇયે. ફરિશ્તાએ સોમનાથની મૂર્તિનો આપેલો વૃત્તાંત અસત્ય છે એમ લેન પૂલ તથા બીજા શોધકો પણ કહી રહ્યા છે. મુસલ્માન લેખકોએ એ કથાને કલ્પના વડે અલંકૃતા કરેલી છે. એ સંબંધી ઉલ્લેખ સમકાલિક ભારતીય લેખોમાં ક્યાંય યત્કિંચિત્ પરિમાણમાં ય નથી મળતો."*

શ્રીયુત ચિન્તામણ વિનાયક વૈદ્ય, એમ્. એ; એલ્. એલ્. બી. મહાશયનું નામ એક પ્રતિષ્ઠિત ભારતીય ઇતિહાસવેત્તા તથા ઇતિહાસલેખક તરીકે સર્વત્ર વિખ્યાત છે અને એમની લેખિનીથી લખાયલા ઇતિહાસગ્રંથોને એટલામાટે નિષ્પક્ષપાત તથા આદરણીય માનવામાં આવે છે કે એમણે પોતાના લખેલા ઇતિહાસગ્રંથોમાં પોતાની હિન્દુજાતિનો પણ ક્યાં ય અયોગ્ય

* શ્રીયુત ગોવિંદ સખારામ સરદેસાઈ કૃત 'मुसलमानी रियासत' भाग १ ला, आवृत्ति तिसरी १९२७, प्रकरण ५ वें, पृष्ठ ७३, पादटिप्पण.

પક્ષપાત નથી કર્યો અને જ્યાં હિન્દુઓની ન્યૂનતાઓ જોવામાં આવી છે, ત્યાં તે ન્યૂનતાઓને પણ તેમણે સત્યના સમર્થનમાટે કોઇ પણ પ્રકારના સંકોચ વિના પ્રકાશિત કરી દીધી છે. અર્થાત્ એમની સમર્થ લેખિનીથી પ્રથમ મરાઠી અને ત્યાર પછી તેના જ અનુવાદરૂપે અંગ્રેજી ભાષામાં લખાયલા 'मध्ययुगीन भारत अथवा हिंदु राज्यांचा उद्भव, उत्कर्ष आणि उच्छेद' નામક ત્રિભાગાત્મક બૃહદ્ ઇતિહાસગ્રંથના તૃતીય ભાગના ૧૪ મા પ્રકરણમાં સુલ્તાન મહમૂદ ગજનવીએ સોમનાથ ઉપર કરેલા આક્રમણ તથા સોમનાથની મૂર્તિના ભંગ આદિક ઐતિહાસિક ઘટનાઓનો કેટલોક ગંભીર વિચાર કરેલો છે. એ ૧૪ મા પ્રકરણના આરંભમાં જ સોમનાથવિષયક ઉપર્યુક્ત મુસ્લિમ કથાઓની અવાસ્તવિકતા તથા કાલ્પનિકતાને દર્શાવતાં તેઓ શ્રી લખે છે કે:–

"મહમૂદના મૂર્તિભંગ તથા લૂટફાટથી લેપાયલા ચરિત્રમાંની જે અત્યંત સંસ્મરણીય ઘટના મનાય છે તે ઘટનાના વૃત્તાન્તના નિકટમાં હવે આપણે આવી પહોંચ્યા છીએ. તે વૃત્તાન્ત એટલે સોમનાથ ઉપરના તેના આક્રમણનો જ વૃત્તાંત છે. મહાદેવના એક પવિત્રતમ સ્થાન (શિવાલય) તરીકે સોમનાથની તે કાળમાં સર્વત્ર ખ્યાતિ હતી. ઇ. સ. ના નવમ શતકમાં રચાયલા સ્કન્દ-પુરાણમાં સોમનાથનું સવિસ્તર વર્ણન કરાયલું છે. અલ્બીરૂનીએ પણ એક તીર્થક્ષેત્ર તથા યાત્રીઓના નિવાસસ્થાન તરીકે સોમનાથનું વર્ણન કરેલું છે. અર્થાત્ સોમનાથ ઉપર આક્રમણ કરીને ત્યાંની ધનસંપત્તિને લૂટવાની જો મહમૂદના હૃદયમાં લાલસા ઉદ્ભવી હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ હતું જ નહિ; કારણ કે, એ સ્થાન એની લાલસાને ઉપજાવવાની સમસ્ત યોગ્યતા ધરાવતું હતું. ઉત્બી નામક મુસ્લિમ ઇતિહાસલેખક હિ. સ. ૪૨૦ (ઇ. સ. ૧૦૨૯) એટલે મહમૂદના સોમનાથ ઉપરના આક્રમણની ઘટના પછી ખાસા મજાના ચાર વર્ષ જેટલા સમયપર્યન્ત સજીવન હોવા છતાં તેણે દુર્ભાગ્યવશાત્ પોતાના ગ્રંથમાં મહમૂદના એ મહાપરાક્રમ (?) નો નામમાત્રને માટે પણ ઉલ્લેખ નથી કર્યો. એ ઘટના ૨૦૦ વર્ષ જેટલી જૂની તથા ભૂતકાલિક થઇ ગયા પછીના ઇતિહાસલેખક રશીદુદ્દીને અને રશીદુદ્દીનથી વીસ વર્ષ પછીના ઇતિહાસલેખક હમીદુલ્લાએ પણ સુલ્તાન મહમૂદના સોમનાથ ઉપરના આક્રમણની એ ઘટનાનો પોતાના ગ્રંથોમાં ક્યાં ય નામમાત્રને

માટે પણ ઉલ્લેખ નથી કર્યો. (જુઓ ઇલિયટ્, પુસ્તક ૨ જું, પૃષ્ઠ ૪૩૦–૪૩૧)* સુલ્તાન મહમૂદ ગજનવીના સોમનાથ ઉપરના આક્રમણનો મુસ્લિમ મોરિંખનો લખેલો વૃત્તાન્ત સર્વથી પ્રથમ ઇબ્ન અસીર નામક મોરિંખના લખેલા ઇતિહાસગ્રંથમાં જ મળી આવે છે અને ત્યાર પછીના મુસ્લિમ ગ્રંથકારોએ પોતપોતાના ગ્રંથોમાં એ કથાને નાનાવિધ કાલ્પનિક શૃંગારોવડે શૃંગારીને લખી છે. (જુઓ ઇલિયટ્, પુસ્તક ૨ જું, પૃષ્ઠ ૪૬૮) ગુજરાતના જૈન તથા હિંદુ ઇતિહાસલેખકોએ ગુજરાતના સોલંકી વંશના શાસનનો, તે વંશના આદિપુરુષ મૂળરાજ સોલંકીથી આરંભીને તે વંશના અન્ત પર્યન્તનો, ઇતિહાસ લખેલો છે; પરંતુ સોલંકી વંશના રાજાઓના અત્યંત વૈભવના દિવસોમાં ગુજરાત ઉપર આવેલી આ આપત્તિનો તેમના ઇતિહાસગ્રંથોમાં ક્યાં ય કશો પણ ઉલ્લેખ કરાયલો જોવામાં નથી આવતો. મૂળરાજ સોલંકી અણહિલપુર પાટણના સિંહાસન ઉપર ઇ. સ. ૯૬૧ માં એટલે કે સુલ્તાન સબકતગીનથી ૧૬ વર્ષ પૂર્વે, આરૂઢ થયો હતો. આ વૃત્તાન્ત હવે પછીના એક પ્રકરણમાં આવવાનો છે. આજ સુધીમાં જે શિલાલેખો તથા તામ્રપટો ઉપલબ્ધ થયા છે તેમાં પણ એ આક્રમણના સંબંધમાં કોઇ પણ પ્રકારનો ઉલ્લેખ જોવામાં નથી આવી શકતો. આવા પ્રકારની પ્રમાણહીન પરિસ્થિતિના દર્શનથી જે પ્રદેશમાં પ્રવેશવા પૂર્વે એક વિશાળ વાલુકારણ્યને ઉલ્લંઘવાની આવશ્યકતા સર્વથા અનિવાર્ય હતી, તે પ્રદેશમાંના સોમનાથ નામક સ્થાન ઉપર સુલ્તાન મહમૂદ ગજનવીએ, જેમ કહેવામાં આવે છે તેમ, એ આક્રમણ વસ્તુતઃ કર્યું હશે ખરું કે કેમ? એવી શંકા આપણા હૃદયમાં સ્વાભાવિક જ ઉત્પન્ન થઇ જાય છે. તથાપિ પોતાના અત્યંત પવિત્ર દેવસ્થાન તથા પોતાના હિંદુ રાજ્યકર્તાઓ ઉપર અચાનક આવી તૂટેલા આ અનર્થનો હિંદુ લેખકોએ કદાચિત્ સ્વાભાવિક જ પોતાના ગ્રંથોમાં ઉલ્લેખ ન કર્યો હોય, એ ઘટના વિશેષ નહિ, તો કેટલેક અંશે સંભવનીય

* સુલ્તાન મહમૂદ ગજનવીના સમસામયિક મોરિંખોના લખેલા ઇતિહાસગ્રંથોમાં સોમનાથ ઉપરના મહમૂદના આક્રમણના ઉલ્લેખનો આ અત્યંત અભાવ અવશ્ય તથા ગંભીરતાપૂર્વક સ્મરણમાં રાખી લેવા યોગ્ય છે.

હોવાથી અને મુસ્લિમ મોરિંખોએ એ ઘટનાને શતાવધિ વર્ષો વીત્યા પછી ઉલ્લેખેલી હોવા છતાં પણ તેમની પાસે એ ઘટનાના ઉલ્લેખ માટેનો કાંઈક આધાર હોવો જોઈયે, એ વાર્તા સર્વથા અસંભવનીય ન હોવાથી; એટલે કે તેમણે આ સર્વ કથાઓ કાંઈ પણ આધાર વિના મૂલતઃ કાલ્પનિક તો નહિ જ લખી હોય, એવા પ્રકારની માન્યતાથી ઈલિયટ મહાશયે ઇબ્ન અસીરના લખેલા ગ્રંથમાંની જે કથાને પોતાના ગ્રંથમાં અવતારી છે (ઇલિયટ્, પુસ્તક ૨ જું, પૃષ્ઠ ૪૬૯) તેના આધારે જ તે વૃત્તાંતને અહીં અવતારવાનો અમોએ નિશ્ચય કર્યો છે.

"આરંભમાં જ અમારે એ વાર્તાને પ્રકાશિત કરી જ દેવી જોઈયે કે, એ અતિશયોક્તિપ્રચુર કથામાં ત્યાર પછીના મુસ્લિમ લેખકોના લેખોદ્વારા વિસ્મયાવહતાની અધિકાધિક વૃદ્ધિ થતી જ રહી છે. મુખ્યતઃ સુલ્તાન મહમૂદ ગજનવીની ઇસ્લામપ્રિયતાના ગૌરવને વધારવાની ઇચ્છાથી તે મુસ્લિમ મોરિંખોએ મૂલ કથાની સાથે સ્વકપોલકલ્પિત કથાઓને સત્યાસત્યનો કાંઇ પણ વિચાર ન કરતાં બરાબર જોડી દીધી છે. ઉદાહરણાર્થ સોમનાથની મૂર્તિ(ના ઉદર)માં અગાધ સંપત્તિને ભરી રાખવામાં આવી હતી; ત્યાંના બ્રાહ્મણોએ મહમૂદને ખંડણી તરીકે કોટ્યવધિ રૂપૈયા આપવાની ઇચ્છા દર્શાવી હતી; મહમૂદના સેનાપતિયોએ તે ધનરાશિને સ્વીકારીને મૂર્તિને ન તોડવાનો મહમૂદને ઉપદેશ આપ્યો હતો અને મહમૂદે કહ્યું હતું કેઃ 'પરવરદિગારના દરબારમાં બુતફરોશ તરીકે નહિ, પણ બુતશિકન તરીકે જ પેશ થવાની મારી ખાહિશ છે!' ઇત્યાદિ. ગિબને સુદ્ધાં પોતાના વિશ્વવિખ્યાત 'રોમન સામ્રાજ્યના અધઃપાત'ના ઇતિહાસમાં આ કથાને કથેલી છે. આ કદાચિત ફરિસ્તાની પોતાની નહિ, તો અન્ય કોઇ મુસ્લિમ લેખકની કપોલકલ્પના હોવી જોઇએ, એ તો સર્વથા નિર્વિવાદ વાર્તા છે. સોમનાથવિષયક કથાની કૃત્રિમતાના સંબંધમાં કટાક્ષ કરતાં સ્વયં ઇલિયટે પોતાના ગ્રંથમાં જેનું અવતરણ લીધું છે તે વિલ્સન્ મહાશયે એવા પ્રકારના અભિપ્રાયને દર્શાવ્યો છે કેઃ 'એ (સોમનાથની) મૂર્તિના અવયવોને છિન્ન વિચ્છિન્ન કરી નાખવામાં આવ્યા હતા એવો જે ઉલ્લેખ એ કથામાં મળી આવે છે તેના સંબંધમાં મહમૂદના સમકાલિક મુસ્લિમ લેખકોના ગ્રંથોમાં કશોય ઉલ્લેખ

નથી મળતો. વસ્તુતઃ સોમનાથની તે મૂર્તિના અવયવો હતા જ નહિ એટલે એવો ઉલ્લેખ હોય જ ક્યાંથી વારુ ? એ જ પ્રમાણે તે ગ્રંથોમાં તે મૂર્તિમાંથી રત્નરાશિ બહાર નીકળી આવ્યાની ઘટનાના ઉલ્લેખનો પણ સર્વથા અભાવ જ દેખાયા કરે છે; કારણ કે, તે (લિંગ) મૂર્તિ ઘન હોવાથી તેમાં રત્નરાશિને ભરી શકાય, એ વાર્તા કદાપિ શક્ય હતી પણ નહિ અને શક્ય હોવાનો સંભવ પણ નથી; અર્થાત્ સોમનાથની (લિંગ) મૂર્તિમાં ભરી રાખવામાં આવેલા હીરક તથા માણિક્ય આદિક રત્નરાશિનો જે શોધ ફ્રિસ્તાએ કરી દેખાડયો છે તેમાટે તેના પુરોગામી ઇતિહાસલેખકોના ગ્રંથોમાં ક્યાં ય કોઇ પણ પ્રકારનો આધાર મળી જ નથી શકતો.’ ખરેખર આ એક ઉન્મત્ત અથવા પાગલના પ્રલાપ જેવી જ કથા છે; કારણ કે, શિવલિંગ એક ઘન પાષાણ જ હોય છે એ તો સમસ્ત ભારતીય જનતા જાણે છે. એ જ પ્રમાણે એક વિશ્વાસઘાતક માર્ગદર્શક (ભોમિયો) હિંદુ સુલ્તાન મહમૂદ ગજનવીને એક સર્વથા નિર્જલ વાલુકારણ્યમાં લઇ ગયો હતો; પરંતુ મહમૂદે ખુદાતાલાની બંદગી કરતાંની સાથે જ તે રેતીના રણમાંથી પણ તેને મધુર જળ મળી આવ્યું હતું, એ કથા કિંવા ગુજરાતની ભૂમિ અતિશય ફળદ્રૂપ હોઇને તેમાં સુવર્ણની ખાણો હશે એવા ખ્યાલથી સુલ્તાન મહમૂદની ગુજરાતમાં જ સ્થાયી નિવાસ કરવાની ઇચ્છા હતી; પરંતુ ‘આપણી જન્મભૂમિ ખુરાસાન હોવાથી આપણા નિવાસમાટે તો આપણી તે જન્મભૂમિ જ ઉત્તમ છે અને હોવી જોઇયે !’ એવા પ્રકારના ઉપદેશથી તેના અધિકારીઓએ ગુજરાતમાંના સ્થાયી નિવાસ માટેની તેની ઇચ્છાને કાઢી નાખીને તેના મનને સ્વદેશ ભણી વાળી દીધું હતું, એ કથા પણ સત્યની સીમાથી સો યોજન દૂરની છે. એ જ પ્રમાણે સોમનાથ ઉપરના આક્રમણની વિજયપૂર્વક સમાપ્તિ કરીને તે સ્થાનને ત્યજતી વેળાયે તે દેશના રાજ્યચાલનના ભારને સુલ્તાન મહમૂદે ત્યાંથી પલાયન કરી ગયેલા રાજાના એક સંબંધી તથા સંસારત્યાગી વિરકત થયેલા દાબ્શિલીમ નામક એક પુરુષના હસ્તમાં સોંપ્યો હતો, એ કથા પણ, ગુજરાતના તે સમયના રાજ્યકર્તા ભીમદેવનો એ દાબ્શિલીમ કાકો થતો હતો અને તે ખરેખરજ વિરકત થઇને સરસ્વતી નદીના તીરપ્રાંતમાં વસતો હતો, એમ

દેખાડવામાં આવેલું હોવા છતાં ય સર્વથા વિચિત્ર હોઇને લેશમાત્ર પણ માની શકાય તેવી નથી.*

"ઇલિયટે સુલ્તાન મહમૂદ ગજનવીના સોમનાથ ઉપરના આક્રમણના વૃત્તાન્તોનાં અનેક મુસ્લિમ મોરિખોની તવારીખમાંથી પોતાના લખેલા ઇતિહાસમાં અવતરણો આપેલાં હોવાથી જેમની ઇચ્છા હોય તેમણે એ અવતરણોને ઇલિયટના ઇતિહાસમાં જોઇ લેવાં. ઇબ્ન અસીરના સોમનાથવિષયક મૂળથી જ અતિશયોક્તિપૂર્ણ વૃત્તાન્તમાં બરાબર મીઠું મરચું ભભરાવીને ત્યાર પછીના અન્ય મુસ્લિમ ગ્રંથકારોએ સોમનાથની એ કથાઓ લખેલી હોવાથી તે સર્વ કથાઓના સારાંશ આપવાની આ સ્થાનમાં અમોને આવશ્યકતા નથી જણાતી. ઇબ્ન અસીરના લખેલા વૃત્તાન્તનો સારમાત્ર અમો અહીં આપીએ છીએ અને

* આ દાબિશલીમના સંબંધમાં 'રાસમાળા'ના પ્રથમ ભાગમાં તેના ગુર્જર અનુવાદક સ્વ. સાક્ષરવર્ય દીવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામે ૧૧૨ મા પૃષ્ઠમાં આ પ્રમાણે એક પાદટિપ્પણ લખ્યું છેઃ–

"દાબિશલીમનો અર્થ દુર્લભસેન ગણાયો છે. પણ દાબિશલીમ ફારસી શબ્દ છે અને હિંદુસ્તાનના સારા રાજાઓને ફારસી ગ્રંથોમાં તે નામે ઘણે પ્રસંગે વિશેષણ લખવામાં આવ્યું છે. તેથી આ નામ દુર્લભસેનને જ આપેલું છે એમ ખાત્રીથી કહી શકાય નહિ. તો પણ 'રોજતુલ્સફા'ના કર્તાએ બે દાબિશલીમની હકીકત લખીને ગુંચવાડો કરી નાંખ્યો છે. તેના પહેલાં થઈ ગયેલા ગ્રન્થકારોએ તો ભીમદેવ તે વેળાએ હતો એમ લખ્યું છે, તેમ છતાં આ લેખકે આવી ગુંચવાડા ભરેલી બીના કોઈ આધાર ઉપરથી લખી હોય એમ નીકળતું નથી. ઈંડિયન એન્ટીકવેરીના ભાગ ૮ ને પૃષ્ઠ ૧૫૩ મે મરહૂમ વાટ્સને એક મુસલમાની લાવણીનો અર્થ છાપ્યો છે, તેમાં પણ પાટણ સોમનાથના નાશ વિષે લખતાં પ્રમાણ વિનાની વાતો લખી છે."

આ દાબિશલીમની કથા 'મીરાતે અહમદી'માં પણ અપાયલી છે અને લાવણીમાં વર્ણવાયલી કથા પ્રસ્તુત લેખમાં આપીને તેની અવાસ્તવિકતાનો પણ ત્યાં જ ઉલ્લેખ કરી દેવામાં આવ્યો છે. જે પાઠકોની ઇચ્છા હોય તેમણે દાબિશલીમની કાલ્પનિક કથાને 'મીરાતે અહમદી'ના અંગ્રેજી અથવા ગુજરાતી અનુવાદમાં જોઈ લેવી. સાક્ષરવર્ય દીવાન બહાદુર શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી મહાશયનો કરેલો 'મીરાતે અહમદી'ના ઉત્તરાર્દ્ધનો ગુજરાતી અનુવાદ પણ પ્રકાશિત થઇ ગયો છે.

તે સાર આ છે; 'સોમનાથની મૂર્તિ સારા ય હિંદુસ્થાનમાં પ્રખ્યાત હતી. વિશેષતઃ ચંદ્રગ્રહણ હોય ત્યારે પૂર્ણિમાની રાત્રિના સમયમાં ત્યાં લક્ષાવધિ હિંદુઓ આવીને એકત્ર થઇ જતા હતા. મનુષ્યોના આત્માઓ, તેમના મૃત્યુની ઘટના ઘટી ગયા પછી એ સ્થાનમાં જતા હતા, એવી તેમની માન્યતા હતી. સોમનાથના દેવાલયના નિર્વાહમાટે રાજામહારાજાઓએ ૧૦,૦૦૦ ગ્રામો સમર્પણ કરેલાં હતાં. (!!!) એ મૂર્તિના અભિષેકમાટે નિત્ય ગંગાજલનો ઘડો કાશીથી લાવવામાં આવતો હતો. એક હજાર બ્રાહ્મણોને મહાદેવની પૂજામાટે તથા યાત્રાળુઓને દેવદર્શન કરાવવામાટે રાખવામાં આવ્યા હતા. યાત્રાળુઓનાં મુંડનકાર્યમાટે ૩૦૦ રોમશત્રુઓ (નાપિત અથવા હજામો) રખાયલા હોઇને તેમને પળમાત્રનો પણ અવકાશ મળી શકતો ન હોતો. દેવાલયના દ્વારમાં ૩૦૦ નર્તકીઓ નિરંતર નૃત્ય તથા ગાન કર્યા કરતી હતી............સીસાથી મઢેલા કાષ્ઠનિર્મિત છપ્પન સ્તંભો ઉપર સોમનાથનાં મંદિરને દંડાયમાન કરવામાં આવ્યું હતું. સોમનાથની મૂર્તિ એક આભ્યંતર કક્ષમાં વિરાજતી હતી. તેની ઉંચાઇ પાંચ હાથની હોઇને તેનો ઘેરાવો ત્રણ હાથનો હતો. તેનો બે હાથ જેટલો ભાગ ભૂમિના ગર્ભમાં પણ હોવો જ જોઇએ. તે મનુષ્યના હાથે ઘડાયલી મૂર્તિ હોય એમ દેખાતું ન હોતું. તે મૂર્તિના અમુક ભાગને સુલ્તાન મહમૂદે બાળી નખાવ્યો હતો અને અમુક ભાગને ગજની મોકલી દીધો હતો. ગજની મોકલાયલા ભાગને ત્યાંની જામે મસ્જિદની સોપાનશ્રેણીમાં સોપાન તરીકે ચણાવી દેવામાં આવ્યો હતો. સોમનાથના દેવાલયમાં જો કે અંધકાર રહ્યા કરતો હતો; પરંતુ રત્નજડિત ઝુમ્મરોમાંનાં રત્નો ત્યાં પ્રકાશને વિસ્તારેલો જ રાખ્યા કરતાં હતાં. ત્યાંના વિશાળ ઘંટમાં સુવર્ણની સાંકળ લગાડેલી હોઇને બ્રાહ્મણોને પૂજામાટેની સૂચના આપવામાટે તે સુવર્ણશૃંખલાને ખેંચીને વારંવાર ઘંટાનાદ કરવામાં આવતો હતો. તે મંદિરનો ધનભંડાર પણ મૂર્તિના નિકટમાં જ હોઇને તેમાં સુવર્ણ તથા રૌપ્યની મૂર્તિઓ તેમ જ બહુમૂલ્ય રત્નજડિત પડદા રાખવામાં આવ્યા હતા. ત્યાંથી મળેલી લુટની એકંદર કીમત વીસ લાખ દીનાર કરતાં ય વધારે થવા જતી હતી અને ત્યાંના સંગ્રામમાં પચાસ હજાર

કરતાં ય વિશેષસંખ્ય કાફિરોને કત્લ કરી નાખવામાં આવ્યા હતા. (ઇલિયટ પુસ્તક ૨ જું, પૃષ્ઠ ૪૬૯–૪૭૧.)"*

શ્રીયુત ચિંતામણ વિનાયક વૈદ્ય મહાશયે મહમૂદ ગજનવીના સોમનાથ ઉપરના આક્રમણનો ઇતિહાસ આવી રીતે વર્ણવીને એ ૧૪ મા પ્રકરણના અંતમાં જે બે વિશિષ્ટ ટિપ્પણીઓ આપેલી છે તેમાની દ્વિતીય 'સાદી વ સોમનાથ' શીર્ષક ટિપ્પણીમાં શેખ સાદીએ પોતાના 'બૂસ્તાન' નામક ગ્રંથમાં આપેલી સોમનાથની કથાનો સારાંશ આપીને† જે એક ગંભીર પ્રશ્નને ઉપસ્થિત કર્યો છે તે ગંભીર પ્રશ્ન એ છે કેઃ—

"(શેખ સાદીના 'બૂસ્તાન'માંની) આ કથા સર્વથા કલ્પિત છે એ તો સ્પષ્ટ દેખાઇ આવે છે. પ્રથમ તો સાદી તે મૂર્તિની પાસે પહોંચી શકે, એ ઘટના જ જ્યાં અશક્ય હતી ત્યાં તેને તે મૂર્તિના પશ્ચાદ્‌ભાગમાં જવા દેવામાં આવ્યાની સંભવનીયતા તો હોય જ ક્યાંથી વારુ? એ ઉપરાંત તે સમયમાં કિંવા તત્પૂર્વવર્તી કાળમાં હસ્તિદન્તની મૂર્તિઓના નિર્માણની પ્રણાલિકા અસ્તિત્વ ધરાવતી હોય, એમ પણ જોવામાં નથી આવી શકતું. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ ઇતિહાસકારોએ સાદીના કરેલા સોમનાથવિષયક ઉલ્લેખને અવસ્ય લક્ષમાં રાખી લેવાનો છે; કારણ કે, એમાં સુલતાન મહમૂદ ગજનવીએ સોમનાથ ઉપર કરેલા આક્રમણ તથા સોમનાથની મૂર્તિના કરેલા ધ્વંસની ઘટનાનો તેણે નામોચ્ચારમાત્ર પણ નથી કર્યો. એ સાદીકૃત વૃત્તાન્તમાં મહમૂદના એ આક્રમણ તથા મૂર્તિભંગની કથા

* ઈબ્ન અસીરના ગ્રંથમાં વર્ણવાયલી આ કથાને શ્રીયુત વૈદ્યના શબ્દોમાં આ સ્થાનમાં અવતારવાનો પ્રથમથી જ મારો સંકલ્પ હોવાથી એ કથાને એવી જ અન્ય કથાઓ સાથે પૂર્વે ન હોતી અવતારી. અહીં પણ કેવળ સોમનાથના મંદિર તથા મૂર્તિભંગના વૃત્તાન્તને જ લેવામાં આવ્યા છે અને સંગ્રામના વૃત્તાન્તને ત્યજી દેવામાં આવ્યો છે; કારણ કે, તેને પ્રસ્તુત લેખ સાથે અધિક સંબંધ નથી.

† મેં તો પ્રસ્તુત લેખમાં સાદીકૃત 'બૂસ્તાન'માંની એ કથાનો સંપૂર્ણ અનુવાદ આપેલો છે, એટલામાટે શ્રીયુત વૈદ્યના એ કથાના આપેલા અત્યંત સંક્ષિપ્ત સારાંશનો અનુવાદ આ સ્થળે આપવામાં નથી આવ્યો; કારણ કે, તેથી એ કથાની પુનરુક્તિ જ થવાની હતી.

આવવી જોઈતી હતી, એમ કોઈને પણ ભાસે, એ સ્વાભાવિક છે. અર્થાત્ એ કથા-
માંના એ આક્રમણવિષયક ઉલ્લેખના અભાવના યોગે, સુલ્તાન મહમૂદ ગજનવીએ
સોમનાથ ઉપર કરેલા આક્રમણની વાસ્તવિકતાના સંબંધમાં ઘણીક વાર
જે શંકા દર્શાવવામાં આવ્યા કરે છે તે શંકાને અચિન્ત્ય તથા અનાયાસ
પુષ્ટિ મળી જાય છે. શેખ સાદી ઈ. સ. ૧૧૭૫ માં જન્મ્યો હોઈને જ્યારે
તેની અવસ્થા ૪૦ વર્ષની થવા આવી હતી તે સમયમાં, એટલે કે ઈ. સ.
૧૨૧૫ ની લગભગમાં તે હિંદુસ્થાનમાં આવેલો હોવો જોઈએ. અને તેણે
પોતાનો 'બૂસ્તાન' નામક ગ્રંથ પોતાની ૮૦ વર્ષની અવસ્થામાં બહુધા
ઈ. સ. ૧૨૫૫ ની લગભગમાં લખેલો હોવો જોઈએ. એ ઉભય વર્ષમાં
કદાચિત્ ગુજરાત પ્રાંત મુસ્લિમોના અધિકારમાં ન હોય, તો ય દિલ્લીની
શહેનશાહત તો મુસ્લિમ સુલ્તાનો અથવા રાજ્યકર્તાઓના જ અધિકારમાં હતી.
જે પ્રથમ મુસ્લિમ મોરિંખે સુલ્તાન મહમૂદના સોમનાથ ઉપરના આક્રમણનો
ઉલ્લેખ કરેલો છે તે મોરિંખ ઈબ્ન અસીર છે. તેણે પોતાનો ગ્રંથ વહેલામાં
વહેલો પણ ઈ. સ. ૧૨૭૦ ની લગભગમાં લખેલો હોવો જોઈએ અને જો
તેમ હોય, તો તેનો ગ્રંથ 'બૂસ્તાન'. પછી જ લખાયલો સિદ્ધ થાય છે. છતાં
પણ અમુક એક ગ્રંથમાંના અમુક એક ઘટનાના ઉલ્લેખના અભાવને, જ્યાં
સુધી તે ઉલ્લેખની અત્યંત તથા અનિવાર્ય આવશ્યકતાને સિદ્ધ કરવામાં ન
આવે ત્યાં સુધી તે વિશિષ્ટ ઘટનાની અવાસ્તવિકતાના પ્રમાણ તરીકે તો ન જ
સ્વીકારી શકાય અને તેથી જ શેખ સાદીના ગ્રંથમાંના એ ઘટનાવિષયક
ઉલ્લેખના અભાવ ઉપર આધાર રાખીને મહમૂદ ગજનવીના સોમનાથ
ઉપરના આક્રમણની ઘટનાને આપણાથી નિર્વિવાદ કાલ્પનિક ઘટના
તરીકે માની લેવાય તેમ તો નથી જ; કારણ કે, શેખ સાદીએ
'બૂસ્તાન'માં એ ઘટનાનો ઉલ્લેખ નથી કર્યો એ ઘટના કદાચિત્ કાકતાલીય
પણ હોઈ શકે તેમ છે."

આવા પ્રકારની શંકા એકથી અધિક વાર મારા હૃદયમાં પણ ઉદ્ભવી
હતી; પરંતુ જેનો અતઃપૂર્વ પ્રસ્તુત લેખમાં સવિસ્તર ઉલ્લેખ કરવામાં
આવ્યો છે તે સુલ્તાન મહમૂદ ગજનવીના સમકાલિક ફ્રૂરૂંખી નામક શાયરના
લખેલા 'કસીદા'માં એ આક્રમણની ઘટના વર્ણવાયલી મારા જોવામાં આવ

એટલે પછી એ શંકાને આગળ વધતી મારે અટકાવી દેવી પડી હતી. અર્થાત્ સુલ્તાન મહમૂદના સોમનાથ ઉપરના આક્રમણની ઘટના સર્વથી પ્રથમ તો શાયર ફરુખીના એ 'કસીદા'માં વર્ણવાયલી જ કહી શકાય તેમ છે. એ કસીદો અથવા તેનો કોઇ અંગ્રેજી અનુવાદ શ્રીયુત વૈદ્ય મહાશયના જોવામાં નહિ આવ્યાં હોય તેથી જ તેમણે એ આક્રમણની ઘટનાના પ્રથમ ઉલ્લેખક તરીકે ઇબ્ન અસીરને જ સ્વીકારી લીધો છે. અર્થાત્ જ્યાં સુધી શાયર ફરુખીના એ 'કસીદા'ને પાછળથી કોઇ અન્ય મુસ્લિમ શાયરના લખેલા કૃત્રિમ અથવા બનાવટી 'કસીદા' તરીકે સપ્રમાણ અને તે પણ સંપૂર્ણ અકાટય પ્રમાણ-પુરઃસર સિદ્ધ ન કરી શકાય ત્યાં સુધી સુલ્તાન મહમૂદના સોમનાથ ઉપરના આક્રમણની ઘટનાને, તેમાંની અતિશયોક્તિના વિઘાતક અંશોને સર્વથા વર્જ્ય કરીને, એક ઐતિહાસિક તથા વાસ્તવિક ઘટના તરીકે સ્વીકાર્યા વિના અન્ય કોઇ ઉપાય જ નથી.

અસ્તુ. ત્યારે હવે મુસ્લિમ મોરિખોને સોમનાથ મહાદેવની ઘન લિંગ-મૂર્તિમાં માનવ શરીરના સમસ્ત અવયવોવડે અલંકૃતામૂર્તિની કલ્પના કરી લેવાનાં જે સાધનો મળેલાં કહેવાય અથવા મનાય છે તે સાધનોની સમીક્ષા પણ આપણે કરી લઇએ.

## મુસ્લિમ કથિત સોમનાથની મૂર્તિવિષયક કલ્પનાની જન્મભૂમિ મનાત્

અરબસ્તાનમાં હજરત મુહમ્મદ પયગંબર સાહબની પયગંબરીના પ્રારંભ તથા ઇસ્લામના આગમનથી પૂર્વે અરબો મૂર્તિપૂજક હતા; તેઓ પોતપોતાની ઇષ્ટદેવતાઓની મૂર્તિયોને મક્કા નગરના કાબા નામક મંદિરમાં રાખતા હતા અને કાબા મંદિરમાં એવી રીતે રખાયલી અસંખ્ય મૂર્તિયોના સમુદાયમાં અલ્ લા, અલ્ ઉજ્જા તથા અલ્ મનાત્ એ ત્રણ મૂર્તિયો અગ્રગણ્યા તથા અધિક આદરણીયા મનાતી હતી. કદાચિત એ મૂર્તિયોને અન્ય અસંખ્ય મૂર્તિયોની સ્વામિનીઓ તરીકે પણ ઓળખાવી શકાય તેમ છે, અને તેથી જ કુરાન શરીફમાં પણ એ ત્રણ અગ્રગણ્યા મૂર્તિયોનો વિશિષ્ટ ઉલ્લેખ કરાયલો છે. કાબામાંની સમસ્ત મૂર્તિયો સાથે એ મૂર્તિયોનો પણ મુહમ્મદ પયગંબર સાહબના હસ્તથી ધ્વંસ થવાની ઘટના પૌરાણિક સ્વરૂપમાં અનેક મુસ્લિમ ગ્રંથોમાં

વર્ણવાયલી છે. અર્થાત્ એ મૂર્તિઓના ધ્વંસદ્વારા મુહમ્મદ પયગંબર સાહબે અરબસ્તાનમાંથી કુફ્ર તથા બુતપરસ્તીને સદાને માટે નાબૂદ કરી નાખ્યાં હતાં, એમ મુસ્લિમો અત્યાર સુધી પણ દૃઢ શ્રદ્ધાપૂર્વક માને છે, અને તેથી જ મૂર્તિભંજક (બુતશિકન) તરીકેની પ્રતિષ્ઠાને મેળવવાના પ્રયત્નો તેમના હસ્તથી વારંવાર અત્યારે પણ થતા રહે છે. અહીં વિશેષતઃ લક્ષ તથા સ્મરણમાં રાખી લેવા યોગ્ય વાર્તા એ છે કે મૂર્તિપૂજક અરબોની એ ઇસ્લામપૂર્વકાલિક પૂજ્યા પ્રતિમાઓ પાષાણનિર્મિતા હોઇને આપણા હિંદુ દેવમંદિરોમાં પૂજાતી ભગવાન શ્રી રામચંદ્ર, ભગવતી શ્રી સીતાદેવી; ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્ર તથા શ્રી રુક્મિણીદેવી અને એવી જ અન્યાન્ય મૂર્તિઓ પ્રમાણે સમસ્ત અવયવમંડિતા માનવાકૃતિ મૂર્તિયો જ હતી, અને તેથી જ શૈવધર્મ તથા શિવલિંગના સત્ય તથા વાસ્તવિક સ્વરૂપથી અજ્ઞ વિદેશી મુસ્લિમોએ સોમનાથની લિંગમૂર્તિને પણ એવી જ સંપૂર્ણ માનવસદૃશ મૂર્તિ તરીકે કલ્પિ લીધી હતી એટલે એ અજ્ઞાનજન્ય અંધપરંપરા ઠેઠ સુધી હાલી નીકળી હતી; એટલી સીમા પર્યન્ત કે અંતે એ અજ્ઞાનમૂલક અંધપરંપરાએ વાસ્તવિક ઐતિહાસિક કથાના સ્વરૂપને ધારણ કરી લીધું હતું. પોતાના 'મન્તિકુત્તય્ર' નામક ગ્રંથમાં શેખ ફરીદુદ્દીન અત્તાર નામક સૂફી શાયરે સોમનાથની મૂર્તિને એક સમયમાં કાબા મંદિરમાં વિરાજતી, પૂજાતી ને અંતે મુહમ્મદ પયગંબરના હસ્તથી નષ્ટ થયેલી 'લાત' નામક મૂર્તિના નામથી ઓળખાવી છે, એ તો આ લેખમાં પૂર્વે જ અમોએ જણાવેલું છે. એના સંબંધમાં The Cyclopaedia of India નામક ગ્રંથના તૃતીય ભાગમાં તે ગ્રંથના નિર્માતા બાલ્ફૂર મહાશયે નીચે પ્રમાણેનો ઉલ્લેખ કરેલો છેઃ—

"વસ્તુતઃ સોમનાથનું શિવલિંગ તે સમયમાં ભારતવર્ષના ભિન્નભિન્ન પ્રાંતોમાં સ્થપાયલા દ્વાદશ જ્યોતિર્લિંગોમાંનું એક જ્યોતિર્લિંગ જ હતું કે જેમનામાંનાં અનેક જ્યોતિર્લિંગોનો પુરોગામી મુસ્લિમ મુજફ્ફરોએ ધ્વંસ કરી નાખ્યો હતો; સોમનાથના મંદિરના સંબંધમાં (મુસ્લિમ ગ્રંથોમાં) એમ કહેવાયલું છે કે સોમનાથનું મંદિર બાબિલ (કાબા) મંદિરના એક સમાનાકૃતિક ભાગ (counterpart) રૂપ હોવાથી જ્યારે મક્કામાં બુતશિકન મુહમ્મદ પયગંબરનું આગમન થયું ત્યારે કાબામાંથી એક મૂર્તિને ભારત-

વર્ષમાં લઇ આવવામાં આવી હતી. પરંતુ બ્રાહ્મણોના ગ્રંથોમાં એ મૂર્તિ શ્રીકૃષ્ણના સમયમાં સ્થપાયલી હોવાના ઉલ્લેખો કરાયેલા છે. સોમનાથ તે સ્વયંનાથનું પદનામ છે અને પુરાતન કાળમાં અરબસ્તાન તથા હિંદુસ્તાનની જનતાનો ધર્મ સમાન અથવા એક જ હોવાથી આપણને એમ માનવાનું કારણ મળી શકે છે કે, આ ધર્મસામ્યના યોગે જ પુરોગામી મુસ્લિમ ગ્રંથકારોએ સોમનાથની મૂર્તિને કાબામાંની લાત નામક મૂર્તિ તરીકે માની લીધેલી હોવી જોઇએ; કારણ કે, તે પુરોગામી મુસ્લિમ ગ્રંથકારોના કથન અનુસાર 'મક્કાના મૂર્તિપૂજકો વડે પૂજાની લાત (અલ્લાત) નામક મૂર્તિ તે હિંદુઓના સોમનાથની મૂર્તિની સમાનાકૃતિરૂપિણી જ હતી.''

આમાં કાબામાંની લાત નામક મૂર્તિને હિંદુસ્તાનમાં લાવવામાં આવી હતી અને તે સોમનાથની મૂર્તિની સમાનાકૃતિ મૂર્તિ હતી એ મુસ્લિમ માન્યતાઓનો ઉલ્લેખ કરયાલો છે; પરંતુ તે અરબસ્તાની લાત નામક મૂર્તિની જ પ્રભાસપાટણ નામક સ્થાનમાં સ્થાપના કરવામાં આવી હતી અને સુલ્તાન મહમૂદ ગજનવીએ જે મૂર્તિનો ધ્વંસ કર્યો હતો તે મક્કાવાસિની તથા કાબાનિવાસિની લાતનામક મૂર્તિ જ હતી, એવો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં નથી આવ્યો. કિન્તુ એની પૂર્તિ એક અન્ય ગ્રંથમાંથી મળી આવેલા મુસ્લિમમાન્યતામૂલક વૃત્તાન્તે પૂર્ણ પરિમાણમાં કરી બતાવી છે; ભેદ માત્ર એટલો જ કે તે વૃત્તાન્તમાં સોમનાથની મૂર્તિને લાત્ ને બદલે મનાત્ તરીકે ઓળખાવવામાં આવી છે અને 'સોમનાથ' નામ સાથે 'મનાત્' નામના મેળને પણ બડી ચાલાકીથી પંચોતેર ટકા જેટલા પરિમાણમાં મેળવી દેવામાં આવ્યો છે. તે માન્યતા અથવા કથા નીચે પ્રમાણે છે:–

"જ્યારે બુતશિકન (મૂર્તિભંજક) હજરત મુહમ્મદ પયગંબરનું મક્કામાં આગમન થયું તે વેળાયે ત્યાંના બુતપરસ્ત (પ્રતિમાપૂજક) અરબોએ કાબાનામક મંદિરમાં વિરાજતી મનાત્ (અલ્મનાત્) નામક પ્રધાન પ્રતિમાને પ્રથમ તો છુપાવી રાખી હતી અને ત્યાર પછી એક એવી ભૂમિમાં મોકલી દીધી હતી કે જે ભૂમિ અત્યંત પ્રાચીન અથવા અનાદિ કાળથી મૂર્તિપૂજાની

આદિમ નિવાસભૂમિ તરીકે વિશ્વવિખ્યાત થયેલી હતી. એ મૂર્તિપૂજાની આદિમ નિવાસભૂમિનું નામ સૌરાષ્ટ્રભૂમિ હતું, એ ભૂમિમાં મનાત્ નામક મૂર્તિને પહોંચાડયા પછી એક મંદિર ચણાવીને તેમાં એ મૂર્તિને સ્થાપી દઈને તેની પૂજાના વિધિને ચાલતો કરી દેવામાં આવ્યો હતો. એ મૂર્તિના એ ભૂમિમાં થયેલા અચિન્ત્ય આગમનને શક્ય તરીકે ઓળખાવવામાટે એના સંબંધમાં એવી કથાને પ્રચલિત કરવામાં આવી હતી કે: 'એ મૂર્તિ સમુદ્રના ગર્ભમાંથી સ્વયમેવ બહાર નીકળી આવી છે.' અને તેથી 'મનાત્' શબ્દના અગ્રભાગમાં 'સ્વયમ્' એ સંસ્કૃત ભાષાના શબ્દને જોડી દઈને એ મૂર્તિને 'સ્વયંમનાત' નામ આપવામાં આવ્યું હતું કે જે નામ પછીથી શુદ્ધ સંસ્કૃત 'સોમનાથ'ના સ્વરૂપમાં પરિવર્તન થઈ ગયું હતું. અર્થાત્ કાબા મંદિરમાંની પ્રાગિસ્લામ-કાલિક મનાત્ નામક મૂર્તિ (તેમ જ અન્ય મૂર્તિઓ ઉપર જણાવ્યા પ્રમાણે) સર્વાવયવમંડિત સંપૂર્ણ માનવાકૃતિ મૂર્તિ હોવાથી મુસ્લિમોએ સોમનાથની લિંગમૂર્તિને પણ તેવા જ પ્રકારની મૂર્તિ માની લીધી હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ હતું જ નહિ."*

'સોમનાથ' શબ્દ સાથે મેળને મેળવવામાટે મનાત્ નામક મૂર્તિ અધિક અનુકૂળ થઈ પડે તેમ છે, એ સ્પષ્ટ દેખાઈ આવે છે; છતાં ઉપર જણાવ્યા પ્રમાણે બાલ્ફરે એ મુસ્લિમ કથાનો કાબા મંદિરમાંની લાત્ નામક મૂર્તિ સાથેનો જે સંબંધ દર્શાવ્યો છે તે પણ સર્વથા નિષ્કારણ તથા નિરાધાર તો નથી જ; કારણ કે, સૌરાષ્ટ્રનાં વેરાવલ, માંગરોલ, નવીબંદર તથા પોરબંદર આદિક સાગરતીરપ્રાંતવર્તી નગરોમાં પોતાના વ્યાવસાયિક કારણોથી અત્યંત પ્રાચીન કાળથી વસતા આવેલા અને અત્યારે ખારવા (ક્ષારવાહ)

---

*આ કથા સુલ્તાન મહમૂદ ગજનવીના સમકાલિક શાયર ફર્રુખી તથા બીજા એક ગર્દીજી નામક મુસ્લિમ લેખકના ગ્રંથોના આધારે હજરત મુહમ્મદ નાજિમ સાહબે પોતાના 'The Life and Times of Sultan Mahmud of Ghazna' નામક અંગ્રેજી ગ્રંથમાં અવતારી છે. જુઓ એ ગ્રંથનું પૃષ્ઠ ૨૧૦ મું. અકારણ થતા સ્થાનના વ્યયને અટકાવવાના આશયથી એ ગ્રંથમાંના અંગ્રેજી ઉલ્લેખને મેં અહીં નથી અવતાર્યો; કિંતુ એના ભાવવાહક અનુવાદને જ પર્યાપ્ત માની લીધો છે.

નામથી ઓળખાતા નૌકાનયનકુશળ હિન્દુ નાવિકો 'ન' અક્ષરનો ઉચ્ચાર 'લ' કરે છે; 'સ' અક્ષરનો ઉચ્ચાર 'હ' કરે છે અને ત, થ, દ તથા ધ એ તવર્ગના ચાર અક્ષરોને 'ટ' વર્ગમાં ખેંચી લાવીને ટ, ઠ, ડ તથા ઢના રૂપમાં ફેરવી નાખે છે. અર્થાત્ નટવર, નાગર તથા નરોત્તમ આદિક શબ્દો ખારવાની ભાષામાં લટવર, લાગર તથા લરોટમ થઇ જાય છે. આ નિયમ અનુસાર 'સોમનાથ' શબ્દ ખારવાની ભાષામાં તો 'હોમલાઠ'જ રહેલો છે. અર્થાત્ એ ખારવાઓના સમાગમમાં આવેલા તે સમયના કેટલાક મુસ્લિમોએ ખારવાના મુખમાંથી નીકળતા 'હોમલાઠ' ઉચ્ચારના શ્રવણથી કાબા મંદિરમાંથી 'લાત્' નામક મૂર્તિ સાથે 'સોમનાથ'નો મેળ મેળવી દીધો હોય, તો તે પણ સર્વથા અસંભવનીય તો નથી જ; કારણ કે, અરબી લિપિમાં આપણી લિપિ(સંસ્કૃત લિપિ)માંના ઘ, ઙ, ઝ, ઞ, ટ, ઠ, ડ; ઢ; ણ, ધ, ભ આદિક અનેક અક્ષરોનો અભાવ હોવાથી અરબો 'લાટ' અથવા 'લાઠ' શબ્દનો ઉચ્ચાર 'લાત્' કરે, એ સર્વથા સ્વાભાવિક જ છે. મુંબઇમાં વસતા અરબ સૌદાગરો આજે પણ 'ગ્રાન્ટરોડ' જેવા શબ્દોને 'ગિરાન્ટોલ' અથવા 'ગિરાન્તોર' આદિક રૂપોમાં ઉચ્ચારે છે એ મારા પ્રત્યક્ષ અનુભવથી હું કહું છું. પોરબંદરમાં મારો નિવાસ દીર્ઘકાલિક હોવાથી ખારવાની ભાષાનો પણ મને સંપૂર્ણ અનુભવ છે. આ રહસ્ય અપરોક્ષ અનુભવના અભાવે કદાચિત્ બાર્કર મહાશયના જાણવામાં નહિ આવી શક્યું હોય.*

આ મુસ્લિમ કથાના યોગે એટલી વાર્તા તો બહુધા નિઃશંક તથા નિર્વિવાદ સિદ્ધ થઇ જાય છે કે, સોમનાથની ઘન લિંગમૂર્તિમાં સંપૂર્ણ માનવ મૂર્તિના આરોપાયલા કાલ્પનિક સ્વરૂપની આદિમ જન્મભૂમિ કાબામંદિરમાંની

---

* અત્યારે હવે એ ખારવા જાતિ હિન્દુ તથા મુસ્લિમ એ પ્રમાણે બે વિભાગોમાં વિભક્ત થયેલી છે અને જે ખારવા ઇસ્લામને અંગીકારીને મુસ્લિમ થઇ ગયા છે તેઓ 'કાબાવલિયા' નામથી ઓળખાય છે. એ કાબાવલિયાઓની સંખ્યા હિન્દુ ખારવા કરતાં ચતુર્થાંશ જેટલી પણ નથી; પરંતુ ભાષાવિષયક ઉપયુક્ત વિકૃતિ તો એ કાબાવલિયાઓના શબ્દોચ્ચારમાં પણ અબાધ્ય તથા અવિચલ રહેલી જ જોવામાં આવ્યા કરે છે. અર્થાત્ ઇસ્લામનો સ્વીકાર તેમની ભાષાને તો નથી જ સુધારી શક્યો; તેણે તેમના મજહબી તઅસ્સુબને જરૂર વધારી દીધો છે.

પ્રાગિસ્લામિક લાત્ અથવા મનાત્ નામક સંપૂર્ણ માનવમૂર્તિ જ હતી અથવા છે; કારણ કે, લાત્ અથવા મનાત્ સંપૂર્ણ માનવમૂર્તિ હોવાથી સોમનાથની લિંગમૂર્તિ પણ એક એવા જ પ્રકારની મૂર્તિ હશે અથવા હોવી જોઇયે, એવી તે સમયના મુસ્લિમોની પ્રમાદમૂલક અથવા અજ્ઞાનમૂલક માન્યતા થઇ જતાં એ માન્યતાના પાયા ઉપર જ ત્યારપછી સોમનાથ સાથે સંબંધ ધરાવનારી પૂર્વકથિત નાનાવિધ તથા પરસ્પરવિરોધિની કાલ્પનિક કથાઓની ઇમારતને ભિન્ન ભિન્ન મુસ્લિમ ગ્રંથકારોએ ચણી બતાવી હતી અને પોતાની બુદ્ધિનાં પ્રામાદિક પ્રદર્શન કરી બતાવ્યાં હતાં.

એમાં તો કોઇ પણ પ્રકારની શંકા છે જ નહિ કે ભારતવર્ષમાં હિંદુઓ દ્વારા શિવલિંગપૂજાનો વિધિ અત્યંત પ્રાચીનકાળથી થતો આવ્યો છે. અને અત્યારે સિંધુ પ્રાંતમાં મુઅનજો ધડો નામક સ્થાનમાં જે વિશાલતમ પ્રાચીન નગરના અવશેષો મળી આવ્યા છે, તે અવશેષોમાં શિવલિંગો પણ વિદ્યમાન હોવાથી અને એ નગરના અસ્તિત્વના સમયને આજથી લગભગ આઠ હજારવર્ષ જેટલો પુરાતન માનવામાં આવેલો હોવાથી એ ઘટના શિવલિંગપૂજાની પ્રાચીનતાને નિર્વિવાદ સિદ્ધ કરી રહી છે. એ જ પ્રમાણે અરબસ્તાનમાં પણ પ્રાચીન કાળથી શિવલિંગમૂર્તિ તેમ જ અન્યાન્ય દેવોની માનવાકૃતિ મૂર્તિયોની પૂજાનો વિધિ ઇસ્લામ તથા મુહમ્મદ પયગંબરના આગમનના સમય પર્યન્ત ચાલતો આવેલો હોઇને વિદ્યમાન હતો, એ સત્ય સ્થિતિ તો મુસ્લિમોના ગ્રંથોમાં પણ વિસ્તારપૂર્વક વર્ણવાયલી છે, એટલે એમાટે અન્ય પ્રમાણોની આવશ્યકતા છે જ નહિ. પરંતુ મુસ્લિમોએ અરબોની ઇસ્લામપૂર્વકાલિક એ મૂર્તિપૂજાને મૂર્તિપૂજામંડિત ધર્મ તથા મૂર્તિપૂજકોને હીણવાના અને ઇસ્લામને અતિશય પ્રશંસવાના આશયથી જ પોતાના ગ્રંથોમાં વર્ણવેલી છે. મુસ્લિમ ગ્રંથકારોએ ઇસ્લામપૂર્વકાલિક અરબસ્તાન તથા મૂર્તિપૂજક અરબોનાં એવાં તો અતિશયોક્તિપૂર્ણ, અક્ષરશઃ અસત્યમૂલક ચિત્રો આલેખી બતાવ્યાં છે કે ઇસ્લામના આગમનથી પૂર્વે તો અરબસ્તાનમાં જાણે અજ્ઞાનનો જ ગાઢ અંધકાર વિસ્તરેલો હતો અને અરબસ્તાનનો મૂર્તિપૂજક માનવસમાજ તે માનવસમાજ નહિ, પણ મનુષ્યાકૃતિ પશુસમાજ જ હતો. પરંતુ વસ્તુસ્થિતિ એથી સર્વથા ભિન્ન પ્રકારની હતી, એ વાર્તાને હવે વિશ્વાસપાત્ર ઐતિહાસિક તથા

અન્યાન્ય સાંયોગિક પ્રમાણોના બળથી નિર્વિવાદ સત્ય સિદ્ધ થતી જાય છે. ઇસ્લામના આગમનથી પૂર્વે અરબસ્તાનનો મૂર્તિપૂજક અરબસમાજ સંપૂર્ણ સભ્ય હોઇને હિંદુસમાજ જેવો હતો અને પોતાની ઉત્કૃષ્ટ હિંદુસંસ્કૃતિ ધરાવતો હતો; માત્ર એટલું જ નહિ, પણ એમ કહેવાય છે કે અત્યારના સમયમાં પણ અરબસ્તાનના એક વિશિષ્ટ પ્રદેશમાં એક એવો અરબ માનવસમાજ અસ્તિત્વ ધરાવે છે કે જેણે અત્યાર સુધી ઇસ્લામના સંપર્કથી અલિપ્ત રહીને પોતાના પ્રાચીન પ્રતિમાપૂજનયુકત ધર્મને જ અવિચળ રાખ્યો છે અને પોતાની ધાર્મિક તથા સામાજિક સ્વતંત્રતાનો લેશમાત્ર પણ લોપ નથી થવા દીધો. તે પુરાતન માનવસમાજની ભાષામાં અદ્યાપિ સંસ્કૃત શબ્દો વિશાલ સંખ્યામાં તેમનાં શુદ્ધ સ્વરૂપોમાં જ બોલાય છે અને તે હિંદુ અરબોનાં હૃદયોમાં અદ્યાપિ હિંદુધર્મ, હિંદુસમાજ તથા હિંદુસ્થાનના સંબંધમાં અતિશય અનુરાગાન્વિત આત્મીય ભાવ વસી રહ્યા છે. એ જ પ્રમાણે અફગાનિસ્તાનના એક વિભાગમાં અદ્યાપિ પુરાતન હિંદુસમાજ વસેલો છે અને તેણે પણ પોતાના હિંદુધર્મને અબાધ્ય રાખ્યો છે. ત્યાંના એ હિંદુઓને મુસલ્માનો 'કાફિર' નામથી ઓળખતા હોઇને તેમની નિવાસભૂમિને 'કાફિરીસ્તાન' નામથી ઓળખતા તથા ઓળખાવતા રહે છે.* એ હિંદુ કાફિરોના અફગાનિસ્તાનના અફગાન મુસ્લિમો તથા તેમના ઇસ્લામ મજહબ સાથેના અત્યાર સુધીના સતત સંઘર્ષોના કેટલાક વૃત્તાંતો પ્રકાશિત પણ થઇ ચૂકયા છે. અર્થાત્ અર્બસ્તાન તથા અફઘાનિસ્તાનમાંથી પણ અદ્યાપિ હિંદુધર્મ તથા હિંદુજાતિનો આત્યંતિક લોપ નથી થઇ શકયો, તો હિંદુસ્તાનમાંથી

* જો ભવિષ્યમાં કોઈ વાર અવકાશ મળશે તો અરબસ્તાનમાંની ઈસ્લામપૂર્વકાલિક હિંદુવસતી તથા હિંદુસંસ્કૃતિ અને તેના વર્તમાન અવશેષો તેમ જ અફગાનિસ્તાનમાંની 'કાફિર' નામથી ઓળખાતી હિંદુજાતિ, તેમના નિવાસસ્થાન 'કાફિરીસ્તાન' તથા તેમની વર્તમાન જીવનપ્રણાલી આદિકના સંબંધમાં બે ભિન્ન ભિન્ન ઐતિહાસિક પ્રમાણપ્રચુર તથા હાલની બીજી સાચી બાજુને દર્શાવનાર લેખો લખવાની મારી તીવ્ર ઈચ્છા છે; કારણ કે, એ વિષયનાં સાધનોને મેં વિપુલ સંખ્યામાં એકત્ર કરી રાખ્યાં છે અને હજી પણ અન્ય સાધનોને મેળવવા માટેના મારા પ્રયત્નો અવિશ્રાંત વેગથી નિરંતર ચાલી જ રહ્યા છે.

તો તેમનો લોપ કોઇથી કરી શકાય એ ઘટના સર્વથા અશક્ય તથા અસંભવનીય જ છે, એમ કોઇ પણ કહી શકે તેમ હોવાથી એના વિશેષ વિવેચનની અત્યારે તો મને આવશ્યકતા નથી જણાતી.

પરમાત્માનો સૃષ્ટિક્રમવિષયક એ નિયમ આ વિશાળ વિશ્વના ભિન્ન ભિન્ન દેશોના સર્વ વિચારશીલ વિદ્વજ્જનો તથા પંડિત પુરુષોદ્વારા એકવાક્યતાપૂર્વક માન્ય રખાયલો આપણા જોવામાં આવ્યા કરે છે કે, આ સૃષ્ટિમાં એક વાર જે કોઇ પણ વસ્તુનો ઉદ્ભવ થાય છે તે વસ્તુનો આત્યંતિક ધ્વંસ અથવા લોપ કદાપિ કોઇથી નથી જ કરી શકાતો; અર્થાત્ તે વસ્તુ એક અથવા અન્ય સ્વરૂપમાં નિરંતર વિદ્યમાન જ રહ્યા કરે છે; તેની એ વિદ્યમાનતામાં પરિવર્તન કિંવા પરિસ્થિતિ અનુસાર ન્યૂનાધિકતા દૃષ્ટિગોચર થાય તો તે એક ભિન્ન વાર્તા છે. આ સાર્વદેશિક તથા સાર્વકાલિક, અર્થાત્ ત્રિકાલાબાધ્ય નિયમ અનુસાર જ અરબસ્તાન તથા અફ્ગાનિસ્તાન જેવા સર્વથા ઇસ્લામપ્રધાન મુસ્લિમ મુલ્કોમાં પણ ઉપર જણાવ્યા પ્રમાણે જેવી રીતે અપરિવર્તિત હિંદુજાતિ તથા હિંદુધર્મના અલ્પસ્વલ્પ અવશેષો અદ્યાપિ વિદ્યમાન છે તેવી જ રીતે એક જ પરવરદિગારની પરસ્તિશ કરનારા અને પ્રતિમાપૂજાના નિર્મૂલનમાટે મૂર્તિના ધ્વંસમાં જ ઇસ્લામના ઉત્કર્ષયુક્ત સાફલ્ય તથા વિજયને અનુભવનારા મુસ્લિમસમાજમાં પણ અત્યાર સુધી એક અથવા અન્ય પરિવર્તિત તથા ન્યૂનાધિક સ્વરૂપમાં નિર્જીવ મૂર્તિપૂજાના અવશેષોની વિદ્યમાનતા આપણા જોવામાં નિત્ય આવ્યા કરે છે; કારણ કે, તાબૂતપરસ્તી, કબ્રપરસ્તી, તથા પીરપરસ્તી આદિક અનેક પૂજાવિધિયો હિંદુઓની પ્રતિમાપૂજાના જ ઇસ્લામમાં પ્રવેશીને વિજયનાદપૂર્વક સજીવન રહેલા રૂપાન્તરિત અવશેષો છે, એ વાર્તાને કેવળ પાશ્ચાત્ય વિદ્વાનોએ જ નહિ, પણ સ્વયં મુસ્લિમ ઉલ્માએ પણ મુક્તકંઠે અનેક સ્થાનોમાં સ્વીકારેલી છે. સમય તથા સ્થાનના અભાવના કારણથી એ વિષય સાથે સંબંધ ધરાવનારાં પાશ્ચાત્ય વિદ્વાનોનાં પ્રમાણોને અવતારવાના પ્રલોભનને પડતું મૂકીને અત્યારના એક વર્તમાન મૌલવી સાહબના પ્રમાણને અવતારીને જ હું તોષ માની લઉં છું.

ઉર્દૂ ભાષામાં 'અહલે હદીસ' નામક એક અખબાર પ્રકટ થાય છે; તે 'અહલે હદીસ' નામક અખબારના ઇ. સ. ૧૯૩૬ ના મે માસની ૯ મી તારીખના અંકમાં મૌલવી સનાઉલ્લાખાં સાહબે 'શું એકેશ્વરપૂજા આનું નામ ?' એ શીર્ષક તળે પોતાના જે વિચારો દર્શાવ્યા છે તે આ પ્રમાણે છેઃ–

"આપણા મુસ્લિમો કબ્રપરસ્તી, પીરપરસ્તી, કબ્રપરસ્તી, મજહબપરસ્તીમાં એતેકાદ (શ્રદ્ધા) રાખે છે, એ જાણીતી વાત છે, અર્થાત્ આપણે મુસ્લિમો અલ્લાહને વાહિદુલ્લાશરીક (એક એવ તથા અદ્વિતીય) માનનારા, એકેશ્વરવાદી, હોવા છતાં મુસ્લિમો આવી રીતે જાણી જોઇને કબ્રો તથા દર્ગાહોમાં તેમની પરસ્તિશ કરવાને શા કારણથી જાય છે ? કોઇ અજમેર જાય છે તો કોઇ પાક પાટણ જાય છે અને કોઇ શેરગઢ જાય છે તો કોઇ ધોળકા પધારે છે. કોઇ કબ્રને નમન કરે છે તો કોઇ દર્ગાહ સમક્ષ સાષ્ટાંગ પ્રણિપાત (સિજદા) કરે છે. કોઇ કબ્રને ચુંબનવડે આર્દ્ર કરે છે તો કોઇ કબ્ર ઉપર દીપક પ્રકટાવે છે. કોઇ મજાર ઉપર ફૂલ ચઢાવે છે તો કોઇ તેની પાસેથી પોતાના ગુનાહોની મુઆફી માગતા જોવામાં આવ્યા કરે છે. ત્યારે હવે સવાલ એ ઊભો થાય છે કેઃ ઇસ્લામે સંસાર સમક્ષ આ અથવા આવા પ્રકારના આદર્શોને જ રજૂ કર્યા છે કે કેમ ? પોતાના આવા તરીકાઓથી જ મુસલ્માનો એકેશ્વરવાદી હોવાનો દુનિયાને પડકાર કરી રહ્યા છે કે શું ? આવા પ્રકારની બુતપરસ્તીઓ (પ્રતિમાપૂજાઓ) કરનારા મુસલ્માનો પોતાનો એકેશ્વરવાદી તરીકેનો શો પ્રભાવ પાડી શકવાના છે, એનો એ બુતપરસ્ત મુસલ્માનોએ પોતે જ વિચાર કરી લેવાનો છે."*

---

* જે ઉર્દૂ અખબારમાં આ લેખ છપાયો છે તે અખબારનું નામ 'અહલે હદીસ' છે અને એ લેખના લેખક મૌલવી સનાઉલ્લાખાં સાહબ પણ તેમના આ વિચારોના યોગે 'અહલે હદીસ' તરીકે તત્કાળ ઓળખાઇ આવે છે. 'અહલે હદીસ' એ 'વહાબી' સંપ્રદાયના પોતાને જ સત્ય મુસ્લિમ માનનારા મુસ્લિમોનું સંપ્રદાયપરિચાયક દ્વિતીય નામ છે. એ વહાબીઓ અથવા અહલે હદીસ મુસ્લિમો ઇસ્લામમાં પ્રવેશેલી આવી ઇસ્લામવિરોધિની વસ્તુઓના એટલી સીમા પર્યન્ત વૈરી તથા વિરોધી છે કે બીજા સામાન્ય પીરો મુર્શદના રોજાઓની જિયારતની વાત તો દૂર રહી, પણ જ્યારે તેઓ મક્કાની યાત્રાયે જાય છે ત્યારે હજરત મુહમ્મદ પયગંબર સાહબના મદીનામાંના

હવે આપણે આપણા પ્રતિપાદ્ય વિષયપ્રતિ પાછા વળીએ. સોમનાથની ઘન લિંગમૂર્તિ તે મક્કામાંના કાબા નામક મંદિરમાંથી ઇસ્લામપૂર્વકાલિક સંપૂર્ણ મનુષ્યાકૃતિ લાત્ કિંવા મનાત્ નામક મૂર્તિ ન હોવા છતાં પણ કેટલાક મુસ્લિમ ગ્રંથકારોએ સોમનાથ સાથે લાત્ અથવા મનાત્નો મેળ સુલ્તાન મહમૂદ ગજનવીની મૂર્તિભંજક તરીકેની અલૌકિક યોગ્યતાને પ્રચારવામાટે ગમે તે સ્વાર્થસાધક કિંવા મજહબી કારણથી જ બુદ્ધિપૂર્વક મેળવી દીધો છે એની તો કોઇથી પણ કદાપિ ના પાડી શકાય તેમ છે જ નહિ. અર્થાત્ આ અજીબો ગરીબ દાસ્તાનના એક અથવા અધિક મુસ્લિમ નિર્માતાઓનો જે કાબા મંદિરવાસિની લાત્ અથવા મનાત્ નામક મૂર્તિને ત્યાંથી ઊપાડી જઇને તેના મૂર્તિપૂજક અરબ ઉપાસકોએ હિંદુસ્થાનમાં પહોંચાડીને સોરાષ્ટ્રના

---

મજાર શરીફની જિયારત કરવામાટે પણ નથી જતા; કિન્તુ કેવળ મક્કા શરીફની યાત્રા કરીને જ પાછા આલ્યા આવે છે. આવી રીતે મદીના શરીફની જિયારત ન કરતાં કેવળ મક્કાની યાત્રા કરીને જ પાછા ફરેલા વહાબી અથવા અહલે હદીસ હાજીઓના દાખલા બંગાલ પ્રાંતના માનવગણના વિષયક નિવેદનમાં પ્રકાશિત કરાયલા છે, (જુઓ *Census Report*, Bengal, 1911, i, 248). એ વહાબી નામક મુસ્લિમ સંપ્રદાયનો જન્મ ઇ. સ. ૧૬૯૧ ની લગભગમાં થયો હતો. વહાબીઓ અન્ય મુસલ્માનોને કાફિર કહે છે અને અન્ય મુસલ્માનો વહાબીઓને મુસલ્માન નથી માનતા. એ વહાબી નામક મુસ્લિમ સંપ્રદાયનો વિસ્તૃત વૃત્તાન્ત 'An Encyclopaedia of Religions', Dictionary of Islam' અને 'Cyclopaedia of India' આદિક અંગ્રેજી ગ્રંથોમાં અપાયલો છે. ઇસ્લામ એકેશ્વરવાદી દીન (ધર્મ) હોવા છતાં અને મુસ્લિમોએ વિશ્વમાંથી અનેકેશ્વરવાદ તથા તજ્જન્ય મૂર્તિપૂજનના નિર્મૂલનમાટે લક્ષાવધિ મૂર્તિપૂજકોની નિર્ઘૃણ હત્યા તથા તેમની પૂજ્ય મૂર્તિયોનાં ભંજન કરી નાખેલાં હોવા છતાં પણ એકેશ્વરવાદી ઇસ્લામમાં અદ્યાપિ અનેકેશ્વરવાદની પરિચાયિકા મૂર્તિપૂજા તેમ જ મૂર્તિપૂજકોના વિધિયો (Paganism) ના અવશેષો કેટલી વિપુલ સંખ્યામાં વિદ્યમાન છે એ જાણવામાટે 'Pagan Survivals] in Mohammedan Civilisation by Edward Westermarck, Herklot's Islam in India,' અને Indian Islam by Murray T. Titus. Ph. D., D. D. આદિક ગ્રંથો જેમની ઇચ્છા હોય તેમણે અવશ્ય વાંચી લેવા, એટલે એ વિષયને જાણવાની તેમની ઇચ્છા અવશ્ય પૂર્ણ થઇ જશે.

સાગરતીરપ્રાંતમાં સોમનાથ નામથી સ્થાપી દીધી હતી; એટલે કે જે મૂર્તિ હજરત મુહમ્મદ પયગંબરના પંજામાંથી પણ છટકી ગઇ હતી તે મૂર્તિ સુલ્તાન મહમૂદ ગજનવીના પંજામાંથી છટકી શકી ન હોતી અને હજરત મુહમ્મદ પયગંબરના હસ્તથી મૂર્તિભંજનના કાબામાંના એટલા અપૂર્ણ રહી ગયેલા કાર્યને સુલ્તાન મહમૂદ ગજનવીએ પૂર્ણ કરી બતાવીને પોતાની મૂર્તિભંજક મુસ્લિમ તરીકેની મહાયોગ્યતાનો વિશ્વને પરિચય કરાવી દીધો હતો ઇત્યાદિ આશયોને દર્શાવવાનો; અન્યાન્ય મુસ્લિમ રાજ્યકર્તાઓને હિંદુ દેવમંદિરો તથા દેવમૂર્તિઓના ધ્વંસના માર્ગમાં આકર્ષવાનો અને સાથેસાથે પોતાના સ્વાર્થને સાધી લેવાનો એકત્ર આશય સમાયલો હતો અથવા હોવો જોઇયે એમ કોઇ પણ પ્રકારના સંશય વિના આપણે અનુમાની શકીએ છીએ; કારણ કે, એ આશય વિના તેમનો અન્ય આશય આવા અવસરે સંભવતો જ નથી.

## અરબસ્તાનમાં મજાર તથા મકબિરાના ધ્વંસની ધૂમચક્રી

'અહલે હદીસ' અથવા વહાબી સંપ્રદાયના અનુયાયી મુસ્લિમો પીરપૂજા તથા કબ્રપરસ્તી આદિકને મૂર્તિપૂજા કરતાં ય વિશેષ ભયંકર માને છે અને પીરપરસ્તો તથા કબ્રપરસ્તોને 'કાફિર' કરતાં ય હેય માને છે એ વાર્તા તો ઉપર કહેવાઇ ગઇ છે. અરબસ્તાનનો વર્તમાન શાસક ઇબ્ન સઊદ વહાબી સંપ્રદાયનો અનુયાયી છે એ તો જગત જાણે જ છે. અર્થાત્ ઇબ્ન સઊદે અરબસ્તાનમાંથી એ પીરપૂજા તથા કબ્રપૂજાને નિર્મૂલ તથા નામશેષ કરી નાખવામાટે મક્કા શરીફ તથા મદીના શરીફ નામક પાક સ્થાનોમાંના ઇસ્લામના સ્તંભરૂપ પૂજ્ય મહાપુરુષો તથા પૂજ્ય મુસ્લિમ મહિલાઓના મજાર તથા મકબિરા આદિકને ધરાશાયી કરાવી દીધા છે અને એ ઘટનાને ઇસ્લામને અંગીકારીને મુસ્લિમ થયેલી એક ઇંગ્લિશ રમણીએ પોતાના લખેલા 'મક્કા શરીફની યાત્રા' ('Pilgrimage to Macca') નામક ગ્રંથમાં આ પ્રમાણે વર્ણવેલી છેઃ-

"મને પયગંબર સાહબની નવ બીબી શરીફાની કબ્રો બતાવવામાં આવી કે જે માટીના નાનકડા ટીંબા જ હતા અને તે હૃદયમાં એક પ્રકારના શોકને જ ઉપજાવી રહ્યા હતા. એક સમયમાં એ કબ્રો ઘુમટવાળા શ્વેત મકબિરાઓમાં વિરા-

જતી હતી કે જે મકબિરાઓને વહાબી જંગીઓએ થોડાક વર્ષ પૂર્વે નિર્મમતાપૂર્વક ધરાશાયી કરી નાખ્યા હતા; હજરત ફાતિમા તથા તેમના નૂરેનજર (પુત્ર) હસન તેમ જ ઇસ્લામના આરંભકાલિક અનેક વીર પુરુષોની કબ્રો પણ એ કબ્રોના નિકટમાં જ વિરાજી રહી છે; પરંતુ તે સર્વ કબ્રોનો ધ્વંસ કરી નાખવામાં આવ્યો છે અને તે કબ્રોના સ્થાનમાં રખાયલા થોડાક પાષાણો જ તેમના અંતિમ વિશ્રામસ્થાનને ઓળખાવી રહ્યા છે."*

એ જ પ્રમાણે હજરત મુહમ્મદ પયગંબર સાહબનાં પ્રથમ ધર્મપત્ની હજરત ખદીજા બાનૂનાં મક્કા શરીફમાંનાં એક સમયના અત્યંત સુંદર તથા વિશાળ મકબિરા તથા તેમાંની કબ્રનો પણ સંપૂર્ણ વિધ્વંસ કરી નાખવામાં આવ્યો છે અને અન્ય કબ્રોની પણ એ જ દશા એટલામાટે કરી નાખવામાં આવી છે કે અશ મુસ્લિમો પોતાના એકેશ્વરવાદ તથા કુરાન શરીફની આજ્ઞાથી વિરુદ્ધ વર્તીને જે માનવપૂજા તથા મૂર્તિપૂજા કરી રહ્યા હતા તે કરતા અટકી જાય અને ઇસ્લામ એ બુતપરસ્તીના કલંકથી મુક્ત થાય. એ નૌમુસ્લિમ ઇંગ્લિશ મહિલાએ પોતાના એ યાત્રાગ્રંથમાં એ સર્વ કથાને વિસ્તારપૂર્વક વર્ણવેલી હોવાથી એ ગ્રંથ પણ અવશ્ય અભ્યસનીય છે. મદીના શરીફમાંનો પયગંબર સાહબના પોતાના મજાર શરીફવાળો મકબિરો પણ એ વહાબી રાજ્યકર્તાના પંજામાંથી માંડ માંડ બચી શક્યો છે; છતાં પણ ત્યાં કોઇ પણ પ્રકારની પ્રાર્થના આદિક કરવાનો તો કઠોર પ્રતિબંધ કરી દેવામાં આવ્યો છે એટલે હવે ત્યાં બુતપરસ્તી તથા કબ્રપરસ્તીનો પરિચાયક કોઇ પણ વિધિ થતો કોઇના જોવામાં નથી આવી શકતો.

* "I was shown the graves of the nine wives of the Prophet, pathetic little mounds once enclosed in white domed buildings which were ruthlessly destroyed a few years ago by the Wahhabi soldiery; the tombs of Fatima and Hassan are close by, and many other heroes of Islam of long ago. All the tombs are demolished, only a few stones mark their last resting-place."

Pilgrimage to Macca, by Lady Evelyn Cobbold, (1934), page 65.

વહાબીઓની આ પ્રવૃત્તિ અમોને પણ યોગ્ય અથવા પ્રશંસનીય તો નથી જ જણાતી. આ વૃત્તાન્તને લખતાં પણ અમારા હૃદયમાં જે શોક થાય છે, તેને અમો જ જાણી શકીએ છીએ અને સામાન્ય મુસ્લિમોનાં હૃદય આ ઘટનાથી કેટલાં બધાં દૂભાતાં હશે એની વાસ્તવિક કલ્પના અમારાથી એટલામાટે કરી શકાય છે કે અમારાં દેવમંદિરો તથા દેવમૂર્તિયોનાં મુસ્લિમોના હસ્તથી અત્યારસુધી પણ જે અપમાન તથા ભંજન થતાં રહ્યાં છે તેમના યોગે અમારાં હૃદયોમાં થતા શોક તથા તજ્જન્ય આઘાતોનો અમોને સંપૂર્ણ અનુભવ છે. નિસર્ગદેવતાની લીલા મહાવિચિત્ર તથા મહાવિલક્ષણ છે. સમસ્ત વિશ્વના ગયરમુસ્લિમોને 'કાફિર'ના ઇલ્કાબથી સરફરાજ કરનારા દીનદાર મુસ્લિમોને તેમના પોતાના જ વહાબી બિરાદરોના મુખથી 'કાફિર' ના ઇલ્કાબથી સરફરાજ થવાનો અવસર પ્રાપ્ત થાય એ નિસર્ગદેવતાની મહાવિલક્ષણ તથા અગમ્ય લીલાનું મહાવિલક્ષણ પરિણામ જ કહી શકાય. અરબસ્તાનમાંની પોતાની અત્યારની હાલતનો વિચાર કરીને હિંદુસ્થાનમાંના આપણા મુસ્લિમ બિરાદરો ધાર્મિક સહિષ્ણુતા દર્શાવીને સુલ્તાન મહમૂદ ગજનવી, અલાઉદ્દીન ખિલજી તથા ઔરંગજેબના દેવમંદિર તથા દેવમૂર્તિઓના ધ્વંસના અવ્યાપારેષુ વ્યાપારની પુનરાવૃત્તિયો કરતા જે દિવસે અટકી જશે, તે દિવસ હિંદુસ્થાનમાંના હિંદુ તથા મુસ્લિમ ઉભયના ઇતિહાસમાં સુવર્ણના અક્ષરે લખાશે, એ સર્વથા નિર્વિવાદ વાર્તા છે.

## મારા પોતાના વૈયક્તિક વિચાર અને ઉપસંહાર

મુસ્લિમ મોરિખો, શાયરો તથા મુસ્લિમ સૂફી સંતોની કલ્પનાના ગર્ભમાંથી જન્મેલી સોમનાથની લિંગમૂર્તિવિષયક જે અસત્ય કથાઓ પ્રસ્તુત લેખમાં અતઃપૂર્વ આપવામાં આવી છે તે કથાઓની અવાસ્તવિકતાને તો આપણે અન્યાન્ય મુસ્લિમ, પાશ્ચાત્ય ગૌરાંગ તથા હિંદુ ઇતિહાસવેત્તાઓના સાક્ષિત્વથી જ આશ્ચર્યકારક સ્વરૂપમાં નિર્વિવાદ સિદ્ધ થયેલી જોઇ શક્યા છીએ એટલે એના સંબંધમાં વિશેષ વિવેચન કિંવા પ્રમાણોની આવશ્યકતા રહેતી જ નથી. પરંતુ એ અસત્ય કથાઓમાંની બે અસત્ય કથાઓના ઉત્પા-

ફક શેખ ફરીદુદ્દીન અત્તાર તથા શેખ સાદી એ બે પુરુષો સૂફી સંતો હોવાથી એમના દિમાગ શરીફમાંથી ઉદ્ભવેલી એ કથાઓના સંબંધમાં ચાર શબ્દો અવશ્ય લખવા જ પડશે. એ સૂફી સંતોના સાહિત્યમાં ભલે ગમે તેટલા પરિમાણમાં વેદાંતના સિદ્ધાંત ભરેલા દેખાય; પરંતુ એમણે એ વેદાંતના સિદ્ધાંતને હિંદુઓને ઇસ્લામના પંજામાં સપડાવીને મુસ્લિમ બનાવવાના આશયથી જ વિશેષતઃ સ્વીકારેલા હોય છે એ વાર્તાને નિશ્ચયપૂર્વક માની લેવાની છે. એ સૂફી સંતોએ કેવળ આ સોમનાથવિષયક કાલ્પનિક કથાઓને જ પ્રચલિત કરી છે એમ નથી; કિંતુ હિંદુઓની પ્રથમથી જ ચાલી આવતી અને ઇતિહાસસાથે ઘનિષ્ટ સંબંધ ધરાવનારી અનેક લોકકથાઓને પણ એટલી બધી ચાલાકીથી ફેરવી નાખી છે અને તેમાં સામાન્ય લોકોના જાણવામાં ભાગ્યે જ આવી શકે તેવા સ્વરૂપમાં એટલાં બધાં ઇસ્લામી તત્ત્વોને મેળવી દીધાં છે કે તેમની એવી પરિવર્તિત કથાઓના યોગે અનેક ભોળા હિંદુઓ તેમના જાળમાં ફસાઇને ઇસ્લામના પંજામાં સપડાઇ ગયા છે. ઉદાહરણ તરીકે સિંધુભૂમિના પ્રખ્યાત સૂફી સંત શાહ અબ્દુલ્લતીફ ભિટાઇયે સિંધુદેશની એવી અનેક ઐતિહાસિક હિંદુ લોકકથાઓને વિકૃત કરી નાખી છે અને મારી લખેલી 'કચ્છની પદ્મિની અથવા પુંઅરો અને રાજૈ' નામક ઐતિહાસિક નવલકથાના પ્રથમ પરિશિષ્ટમાં તે કથાઓની મેં સવિસ્તર સમીક્ષા કરેલી છે. સિંધુદેશમાં અત્યારે પ્રતિશત ૭૭ ટકા જેટલી સંખ્યામાં મુસ્લિમ વસ્તી જોવામાં આવે છે તે એ સૂફી સંતોના કલાકૌશલ્ય, હિંદુતત્ત્વમિશ્રિત તાત્ત્વિક ઉપદેશ તથા હિંદુ સંતોના અનુકરણનું જ અનિષ્ટ પરિણામ છે, અને એ વાર્તાને અત્યારના એક આંગ્લવિદ્યાવિભૂષિત પદવીધર અથવા ઉપાધિધારક મુસ્લિમ ઇતિહાસલેખકે પોતાના ગ્રંથમાં કોઇ પણ પ્રકારના સંકોચ વિના મુક્તકંઠે સ્વીકારી લીધી છે. તેમણે સ્પષ્ટ શબ્દોમાં લખી દીધું છે કેઃ—

"..........આ સર્વનું જે પરિણામ થયું તે એ હતું કે જે મનુષ્યો અન્ય ધર્મોના અનુયાયી હતા તેઓ પોતાના ધર્મોને ત્યજીને મુસલ્માન થઇ ગયા હતા અને જેઓ પ્રથમથી જ મુસલ્માન હતા તેમની ઇસ્લામવિષયક શ્રદ્ધા અધિકતર દૃઢમૂલ થઇ ગઇ હતી. અર્થાત્ જો વાસ્તવિક કહેવામાં આવે,

તો મુસ્લિમ સુલ્તાનો કિંવા વિજેતાઓની તલ્વારની ધારથી હિંદુસ્થાનમાં જેટલા પરિમાણમાં ઇસ્લામનો પ્રચાર થયો હતો તેના કરતાં અધિક પરિમાણમાં ઇસ્લામનો પ્રચાર એ અવ્લિયા તથા સૂફી સંતો દ્વારા જ થયો હતો એટલામાટે હિંદુસ્થાનમાંનો ઇસ્લામપ્રચાર વસ્તુત: એ અવ્લિયા તથા સૂફી સંતોનો જ વિશેષ આભારી છે; એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ."*

આ વિષયને ભારપૂર્વક ચર્ચવાનો આશય એટલો જ છે કે જ્યારે પણ કોઇ મુસ્લિમ મોરિંખ, શાયર અથવા સૂફી સંતોના લેખોના આધાર લેવાનો અવસર ઉપસ્થિત થાય ત્યારે તેમના લેખોના આધાર બહુ જ વિચાર કરીને સાવધાનતાપૂર્વક જ લેવા જોઇએ; કારણ કે, અસાવધાનતાથી તેમના લેખો અથવા ગ્રંથોના આધાર લેતાં કદાચિત્ આપણે જ આપણી હિંદુજાતિ તથા આપણા હિંદુધર્મની હાનિના હેતુ થઇ પડીએ, તો તેમાં આશ્ચર્ય કિંવા અશક્યતા જેવું કાંઇ છે જ નહિ અને હોવાનો સંભવ પણ નથી. પરંતુ કેટલીક વાર પ્રાણહારક વિષ પણ અમુક રોગોના અવસરે પ્રાણદાતા તથા મૃત્યુહારક થઇ પડે છે એ નિયમ અનુસાર આ સૂફી સંતો અથવા મુસ્લિમ અવ્લિયાઓના આવા ઇસ્લામપ્રચારક ષડ્યંત્રો હિંદુઓમાટે અતિશય વિઘાતક થઇ પડયા હતા તેવી જ રીતે મુહમ્મદ ગજનવી, અલાઉદ્દીન ખિલજી, ઔરંગજેબ તથા નાદિરશાહ જેવા મજહબી તઅસ્સુબના શિકાર મુસ્લિમ સુલ્તાનો તથા શહેનશાહો આદિકના જાંગલતાદર્શક ધાર્મિક અત્યાચારો, અર્થાત્ હિંદુઓનાં દેવમંદિરો તથા દેવમૂર્તિઓના ધ્વંસ, લક્ષ્મીલુંટન અથવા ધનાપહાર, હિંદુ અબળાઓ ઉપર બળાત્કાર અને હિંદુ સ્ત્રીપુરુષોને ગુલામ

* "………The result of all this was that people of other religious turned Muslims, while those already Muslmans, were confirmed in their beliefs. In fact, the spread of Islam in India owes more to these saints and mystics than the sword of kings and conquerors."

History of Ala-ud-din Khilji, by Sultan Hameed Warsi, M. A., L.L. B., (1930), page 88.

તરીકે પકડી લઇ જઇને ભાજીમૂળાના ભાવે બાજારમાં વેચી નાખવાના વ્યાપારથી હિંદુઓના હૃદયમાં મુસ્લિમો વિષયક વિપરીત વિચારો સાથે ઇસ્લામના સંબંધમાં પણ અભાવ ઉત્પન્ન થઇ જતાં હિંદુઓની મોટી સંખ્યા ઇસ્લામને સ્વીકારીને પોતાના પરમ પુરાતન તથા પરમ સનાતન વૈદિક આર્યધર્મ અથવા હિંદુધર્મથી ભ્રષ્ટ તથા પતિત થતી સ્વાભાવિક જ અટકી ગઇ હતી. મારા આ વૈયાકતક વિચારોને સંપૂર્ણ પુષ્ટિ આપનારા વિચારો એક વર્તમાનકાલિક પદવીધર મુસ્લિમ ગ્રંથકારે પણ પોતાના ગ્રંથમાં દર્શાવ્યા છે અને તેમના તે વિચારોને અનુવાદના રૂપમાં અહીં અવતારી લેવાની મને સંપૂર્ણ આવશ્યકતા જણાય છે. એ મુસ્લિમ ગ્રંથકારનું નામ મુહમ્મદ હબીબ છે; એઓ ઑકસ્ફર્ડ યુનિવર્સિટીની બી. એ. પદવી ધરાવે છે; લેજિસ્લેટિવ કાઉન્સિલના સભ્ય છે અને એમના લખેલા ગ્રંથનું નામ 'Sultan Mahmud of Ghaznin' છે, કે જેનાં અવતરણો આ લેખમાં અતઃપૂર્વ પણ આપવામાં આવ્યાં છે. એઓ આ વિષયપરત્વે લખે છે કેઃ—

"ગજનવી લશ્કરે ત્યારપછી અત્યંત ઉત્સાહમાં આવી જઇને (સુલ્તાનના ફર્માનથી) હિંદુઓનાં પવિત્ર દેવમંદિરોનો (દેવમૂર્તિયો સહિત) નિષ્કારણ કિંવા મનસ્વી ધ્વંસ કર્યો હતો. તે ઘટનાને દબાવી દેવાનો જેવી રીતે કોઇ પણ સત્યવાદી તથા નિષ્પક્ષપાત ઇતિહાસવેત્તાથી અપરાધ કરી શકાય તેમ નથી તેવી જ રીતે પોતાના દીન ઇસ્લામના જ્ઞાતા કોઇ પણ મુસલ્માનથી એ ઘટનાને ઇસ્લામના સિદ્ધાંત અનુસાર યોગ્ય ઘટના તરીકે ઓળખાવવાની હિમ્મત પણ કરી શકાય તેમ નથી. (આશ્ચર્યનો વિષય તો એ જ છે કે) સુલ્તાન મહમૂદ ગજનવીના સમકાલિક તેમ જ ત્યારપછીના મુસ્લિમ મોરિંખો (ઇતિહાસલેખકો) એ અત્યંત અધમ, નિંદ્ય કિંવા પાતકરૂપિણી (Nefarious) કુકર્મશીલતાને ઢાંકી દેવાના પ્રયત્નને બદલે એ કુકર્મને ગર્વપૂર્વક (વારંવાર) વર્ણવવાના જ પ્રયત્નો કરતા રહ્યા છે. પોતાના અંતઃકરણને ગમે તે દિશામાં વાળી દેવું ને મનાવી લેવું એ કાંઇ કઠિન કાર્ય નથી અને એ વસ્તુને પણ આપણે સારી

રીતે જાણીએ છીએ કે મનુષ્યોના હસ્તે કેવળ સ્વાર્થસાધક ઉદ્દેશોથી થતાં કાર્યોમાટે પણ ધાર્મિક આધાર કિંવા આશયને શોધી કાઢવાનું કાર્ય પણ કેટલી સીમાપર્યન્ત સરળ છે. ખરી વાત તો એ છે કે ઇસ્લામે કોઇ પણ મુસ્લિમ આક્રમણકારક (Invader)ને કલાકૌશલ્યવિધ્વંસક બુદ્ધિ (Vadaalism) તથા લૂટફાટના આશયથી અન્યધર્માવલંબી માનવસમાજ ઉપર આક્રમણ કરવાની આજ્ઞા આપી જ નથી; અર્થાત્ હિંદુસ્થાનના જે તાત્કાલિક હિંદુ રાજ્યકર્તાઓએ સુલ્તાન મહમૂદ ગજનવીની કોઇ વાર કશી પણ હાનિ ન હોતી કરી અને તેને કોપાયમાન થવાનું કશું પણ કારણ ન હોતું આપ્યું તે ભારતીય હિંદુ રાજાઓ ઉપર સર્વથા નિષ્કારણ આક્રમણ કરીને, માત્ર એટલું જ નહિ, પણ તેમનાં પ્રાર્થનાનાં પવિત્ર સ્થાનો (દેવાલયો)નો લજ્જાસ્પદ ધ્વંસ કરીને સુલ્તાન મહમૂદે શરીયતથી સર્વથા વિપરીત તથા વિરુદ્ધ વર્તન જ કરી બતાવ્યું હતું; કારણ કે, પ્રત્યેક ધર્મના કાનૂન આવાં કૃત્યો (કુકૃત્યો)ને સદા સર્વદા ધિક્કારતા જ જોવામાં આવ્યા કરે છે. આમાં તુર્રો તો વળી એ છે કે સુલ્તાન મહમૂદ ગજનવીને આ આક્રમણ માટેની પ્રેરણા કરનાર ઇસ્લામ ન હોવા છતાં પણ પાછળના મુસ્લિમ મોરિંખો સુલ્તાન મહમૂદ ગજનવીનાં એ નિંદ્ય કૃત્યોને અનિંદ્ય તથા આચરણીય કૃત્યો તરીકે સિદ્ધ કરી બતાવવામાટે ઇસ્લામના નામનો ખોટો ઉપયોગ કરી રહ્યા છે!........

........સારાંશ કે, કુરાન શરીફની આજ્ઞાઓને કાં તો વિપરીત અર્થમાં સમજવામાં આવી હતી અને કાં તો જાણી જોઇને તેમની તર્ફ આંખમીચામણાં કરવામાં આવ્યાં હતાં તેમ જ બીજા ખલીફની સહિષ્ણુતાવિષયક નીતિને પણ કોરાણે મૂકી દેવામાં આવી હતી અને તે એટલામાટે કે મહમૂદ ગજનવી તથા તેના લઠ્ઠંભારતી અથવા લઠ્ઠુનિરંજન સિપાહીઓ (Myrmidons)થી ધર્મના કોઇ પણ પ્રકારના ભય તથા સંશય વિના નિર્ભય માનસથી હિંદુઓનાં દેવમંદિરોને યથેચ્છ લૂટી લેવાય અને સારાસારનો વિવેક તેમના એ નિંદ્ય કૃત્યમાં બાધા નાખનારો ન થઇ પડે.

"વસ્તુતઃ આ એક સ્તંભિત કરી નાખનારી પરિસ્થિતિ છે; કારણ કે, કોઇ પણ નવીન ધર્મ કિંવા સંપ્રદાયના સત્કાર કિંવા તિરસ્કારનો સમસ્ત આધાર તેને જનતા સમક્ષ રજૂ કરવાની ઉત્તમ કિંવા અધમ પદ્ધતિ ઉપર જ રહેલો હોય છે. જો કોઇ પણ નવીન ધર્મને આશાના એક સુંદર સંદેશના રૂપમાં જનતા સમક્ષ રજૂ કરવામાં આવે, તો જનતા અવશ્ય તેને સત્કારે છે અને જો તે નવીન ધર્મ અથવા સંપ્રદાયને પાશવતાપૂર્ણ અત્યાચારી સ્વરૂપમાં રજૂ કરવામાં આવે, તો તે નવીન ધર્મ અથવા સંપ્રદાય જનતાના તીવ્ર તિરસ્કારને જ પાત્ર થઇ પડે છે............"

"કોઇ પણ ધર્મ કિંવા સંપ્રદાયની ઉત્તમતા અથવા અધમતાનો નિશ્ચય તે ધર્મ અથવા સંપ્રદાયના અનુયાયીઓના ઉત્તમ અથવા અધમ ચારિત્ર્ય કિંવા વર્તનના યોગે જ કરી શકાય છે, અને એ જ સ્વાભાવિક છે; કારણ કે, તેમના સદાચારો તથા દુરાચારોને તેઓ જે ધર્મ તથા સંપ્રદાયના અનુયાયી હોય છે તે ધર્મ કિંવા સંપ્રદાયના સિદ્ધાંતોના પરિણામસ્વરૂપ જ માનવામાં આવે છે. અર્થાત્ ઇસ્લામના અનુયાયીઓ(મુસ્લિમો)ને અત્યંત ખેદજનક સ્વરૂપમાં સત્યશીલતા કિંવા સદાચાર તથા ન્યાયના માર્ગથી ભ્રષ્ટ થયેલા જોઇને જો હિંદુઓએ તેમના દીન ઇસ્લામને પણ અસત્ય તથા અત્યાચારી ધર્મ તરીકે માની લીધો હોય, તો તેમની એ માન્યતા સકારણ હોવાથી એ માન્યતામાટે તેમને કદાપિ કોઇથી દોષ દઇ શકાય તેમ નથી. કોઇ પણ મનુષ્યોને તેમની અત્યંત પ્રિય વસ્તુઓને તેમની પાસેથી અત્યાચારપૂર્વક લૂટી લઇને વશ નથી કરી શકાતા અથવા મિત્ર નથી બનાવી શકાતા અને જે મજહબ લુટારાઓનાં ટોળાંના વેશમાં આવીને સંપત્તિશાલિની, કિન્તુ પથભ્રષ્ટ જનતાને સુધારવાની વિજયપદ્ધતિનાં સ્મારકો કિંવા સ્મરણસ્તંભો તરીકે નષ્ટપ્રાય નગરો તથા ઉજ્જડ ક્ષેત્રોને પોતાની પાછળ મૂકી જાય છે તે નવીન ધર્મ કિંવા સંપ્રદાયમાં કોઇ પણ મનુષ્યોનો કદાપિ પ્રેમ નથી જ બંધાતો. ઇરાન ઉપર મોગલોએ કરેલાં આક્રમણના સંબંધમાં એક ઇરાનીએ જે સંક્ષિપ્ત વર્ણન કર્યું છે તે એ છે કેઃ તેઓ આવ્યા; નગરો તથા નાગરિકોને તેમણે જીવતા બાળી નાખ્યા; લોકોને રેંસી નાખ્યા, લૂટી લીધા,

ગુલામ તરીકે પકડીને કયદ કરી લીધા અને ત્યાર પછી તેઓ ચાલતા થઇ ગયા. હિન્દુસ્થાનમાં સુલ્તાન મહમૂદ ગજનવીએ જે કાર્યો કર્યાં હતાં તેમની પણ અક્ષરશઃ આજ વ્યાખ્યા કરી શકાય તેમ છે. અર્થાત્ જો આપણે એને સુલ્તાન મહમૂદ ગજનવીનાં હિન્દુસ્થાનમાંનાં કાર્યોના નવનીતરૂપ સારાંશ તરીકે માની લઇયે તો તેમાં અસ્વાભાવિક જેવું કાંઇ પણ નથી. હજરત મુહમ્મદ પયગંબર સાહબે અરબસ્તાનમાં ઇસ્લામનો પ્રચાર આવી રીતે ન હોતો કર્યો. અર્થાત્ વિજિગીષુ મુહમ્મદ ગજનવીની હિન્દુસ્થાનમાંની કાર્યક્રાંતિયે હિન્દુઓનાં અંતઃકરણોમાં નવીન મજહબ ઇસ્લામના સંબંધમાં નિરંતર પ્રજળતા તિરસ્કાર કિંવા ધિક્કારને ઉત્પન્ન કરી દીધો હોય અને પ્રચંડ સૈન્યો તથા દુર્ભેદ્ય દુર્ગોના બળ કરતાં ય અધિકતર બળપૂર્વક તથા અધિકતર પરિણામકારક સ્વરૂપમાં હિન્દુસ્થાનમાં ઇસ્લામની પ્રગતિને સ્તંભાવી દીધી હોય, તો તેથી કોઇયે લેશમાત્ર પણ આશ્ચર્યચકિત થવાનું નથી....”

“જે એક એવી માન્યતા પ્રચલિત છે કેઃ મનુષ્યો જે કુકૃત્ય કરે છે તે કુકૃત્ય તેમના મૃત્યુ પછી પણ સદા સજીવન રહે છે અને તેમનાં કરેલાં સત્કૃત્યો ઘણીક વાર તેમનાં શબો સાથે જ કબરમાં દટાઇ જાય છે;* તે માન્યતા અવશ્ય સત્ય છે. મહમૂદના હસ્તથી હિંદુસ્થાનમાં જે કાંઇ પણ કૃત્યો થયાં હતાં તે સર્વ કૃત્યોને, તેના મૃત્યુની ઘટના પછી કેવળ પંદર વર્ષ જેટલા કાલાવધિમાં જ હિંદુઓએ પોતાના પુનરુત્થાનદ્વારા નામશેષ કરી નાખ્યાં હતાં. અર્થાત્ જે મુસલમાનોએ હિંદુઓના માથા પર તલ્વારો ઊગામી હતી તે મુસલમાનો હિંદુઓની તલ્વારથી કપાઇ ગયા હતા (એટલે કે, હિંદુઓએ તલ્વારનો જવાબ તલ્વારથી જ આપ્યો હતો). લાહોરના પૂર્વદિશાગત વિભાગમાં મુસલ્માનોનાં ક્યાં પણ ચિહ્નો અવશિષ્ટ રહ્યાં ન હોતાં અને સુલ્તાન મહમૂદ ગજનવીના વિજયો હિંદુઓના હિંદુધર્મવિષયક દૃઢ નૈતિક વિશ્વાસને કંપાવવા કિંવા

* The evil that men do lives after them.
The good is oft interred with their bones.
Shakespeare—Julius Caesar.

ચળાવવાના કાર્યમાં તો સર્વથા અક્ષમ તથા અવિજયશાળી જ સિદ્ધ થયા હતા; માત્ર તેના એ વિજયો હિંદુસ્થાનમાં કોઇ પણ શાશ્વત વસ્તુને મેળવી શક્યા હોય, તો તે કેવળ તેના પોતાના મજહબ ઇસ્લામની કદાપિ ન ભૂંસાય તેવી સદા સજીવન અપકીર્તિ અથવા દુર્નામના જ હતી.........

"ઇસ્લામના પોતાના ધર્માંધ અથવા ધર્મોન્મત્ત (Fanatical) અનુયાયીઓ(એટલે કે મુસ્લિમો)જ ઇસ્લામના નિરંતર અત્યંત અધમ કિંવા ભયાનક શત્રુઓ થતા રહ્યા છે !"*

અંતે મારે મારા હિંદુ તથા મુસ્લિમ ભ્રાતાઓને ઉર્દુ તથા ફારસી ભાષાના વિખ્યાત મુસ્લિમ શાયર સર મુહમ્મદ યકબાલ મહાશયના એક ઉત્કૃષ્ટ કાવ્યની નિમ્ન પંક્તિઓને નિરંતર સ્મરણમાં રાખીને વર્તવાની જ પ્રાર્થના કરવાની છે:—

" મજહબ નહીં સિખાતા આપસમેં બયૂર રખના;
હિન્દી હૈં હમ્વતન હૈં, હિન્દોસ્તાઁ હમારા ! "

આમીન ! આમીન !! આમીન !!!




* જુઓ Sultan Mahmud of Ghaznin, by Mohammad Habib B. A. (Oxon.), M. L. C., (1927), pp. 79, 80, 81, and 83. આ સમસ્ત પૃષ્ઠોમાંના લેખનો અનુવાદ અહીં આપવામાં નથી આવ્યો; કિંતુ જેટલા વિભાગો પ્રસ્તુત લેખમાટે ઉપયુક્ત જણાયા છે તેટલા જ વિભાગો (પેરેગ્રાફ તથા વાક્યો)નો અનુવાદ આપવામાં આવ્યો છે એટલે જેમની ઇચ્છા હોય તેમણે આ સૂચનને લક્ષમાં રાખીને જ તે વિભાગો સાથે આ અનુવાદની તુલના કરી લેવાની છે.

ગુજરાતના એક મહાન્ અજોડ લેખક

# સ્વ. નારાયણ વિસનજી ઠક્કુરના વેચાતા ગ્રંથો

## ધાર્મિક અને તત્ત્વજ્ઞાન

| | | |
|---|---|---|
| ૧ | વિવેકાનંદ વિચારમાળા પ્રથમ પુષ્પ | ૩—૦—૦ |
| ૨ | ” ” દ્વિતીય પુષ્પ | ૩—૦—૦ |
| ૩ | ” ” તૃતીય પુષ્પ | ૩—૦—૦ |
| ૪ | ” ” ચતુર્થ પુષ્પ | ૩—૦—૦ |
| ૫ | ” ” પંચમ પુષ્પ | ૩—૦—૦ |
| ૬ | સાર્થ [illegible]તાનુભવ—હરિપાઠ, ચાંગદેવ પાસષ્ટિનો (સુંદર સરળ અનુવાદ. મૂળ મરાઠી સંત શિરોમણિ શ્રી જ્ઞાનેશ્વર મહારાજકૃત) | ૨—૦—૦ |
| ૭ | અનન્તાનુભૂતિ અથવા અનંત જીવન (અમેરિકન સંત તત્ત્વજ્ઞાની રાલ્ફ વાલ્ડો ટ્રાઈનના મૂળ ગ્રંથનો અનુવાદ) | ૨—૦—૦ |
| ૮ | જ્ઞાનેશ્વરી ગીતા (અનુવાદ) | નથી |
| ૯ | મૃગશિર્ષ અથવા વેદોમાં આર્યોનો ઉત્તર ધ્રુવ નિવાસ (લો. મા. બા. ગં. તિલકના અંગ્રેજી ગ્રંથનો અનુવાદ) | નથી |

## ઐતિહાસિક નવલકથાઓ

| | | |
|---|---|---|
| ૧ | પ્લાસીનું યુદ્ધ અથવા લોર્ડ કલાઈવનું કપટતંત્ર | નથી |
| ૨ | હલદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય | ૦–૧૨–૦ |
| ૩ | અનારકલી અથવા અપરાધી અકબર | ૨– ૦–૦ |
| ૪ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિતોડ | નથી |
| ૫ | ચક્રવર્તિ હમીર અથવા ચિતોડનો પુનરૂદ્ધાર | ૨– ૦–૦ |
| ૬ | કત્લેઆમ અથવા દિલ્હીનો ડગમગતો મુકુટ | ૨– ૦–૦ |
| ૭ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય | ૨– ૦–૦ |
| ૮ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય | નથી |
| ૯ | હમીર હઠ અથવા રણથંભોરનો ઘેરો | નથી |
| ૧૦ | ચાણાક્ય નંદીની અથવા ચચ્ચ અને સુંહધી | નથી |
| ૧૧ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ | ૨– ૦–૦ |
| ૧૨ | બાદશાહ બાબર અથવા નૂરે ઈસ્લામ | ૨– ૦–૦ |
| ૧૩ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર | ૨– ૦–૦ |
| ૧૪ | કચ્છનો કેસરી અથવા ઘોઘો અને ચનેસર | ૨– ૮–૦ |
| ૧૫ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની રાજમાતા | ૪– ૦–૦ |
| ૧૬ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય | ૩– ૦–૦ |
| ૧૭ | નાના સાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ | ૨– ૦–૦ |
| ૧૮ | મુરીદે શયતાન અથવા મલબારનો મોપલા અત્યાચાર | ૨– ૦–૦ |
| ૧૯ | સીતમગર સુલ્તાન અથવા તલ્વાર અને કુરાન | ૩– ૦–૮ |
| ૨૦ | અમર ગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ | ૨– ૦–૦ |

# સામાજિક નવલકથાઓ

| | |
|---|---|
| | રૂ. આ. પા. |
| એમ. એ. બના કે ક્યોં મેરી મીટ્ટી ખરાબ કી? ... | ૨—૦—૦ |
| વિલાયતી વિલાસમાં ફેશનબાજ ખલાસ ... ... | નથી. |
| આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા ... | નથી. |
| સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન ... ... | ૩—૦—૦ |
| ચુડેલનો વાસો ભાગ ૧ લો અને બીજો દરેકના ... | ૩—૦—૦ |
| નવો જમાનો, અમૃત કે ઝેર? ... ... ... | ૩—૦—૦ |
| વિક્રમની ૨૦ મી સદી અથવા આજકાલના હાલહવાલ | ૫—૦—૦ |
| અજામિલ અથવા ગરીબનું નસીબ ગરીબ... ... | [illegible]—૦—૦ |
| આત્મહત્યા:: કર્તવ્ય કે પાપ?... ... ... | ૩—૮—૦ |
| બેગમ બાજાર અથવા રંગ મહાલયમાં રતિ તાંડવ ભાગ ૧ લો. | ૧—૮—૦ |
| ,, ,, ભાગ ૨ જો. | ૧—૮—૦ |
| ભારત લોક કથા ભાગ ૧ લો ... ... ... | ૧—૮—૦ |
| ભારત લોક કથા ભાગ ૨ ... ... ... | ૧—૮—૦ |
| ભારત લોક કથા ભાગ ૩ ... ... ... | ૧—૮—૦ |
| ભારત લોક કથા ભાગ ૪ ... ... ... | ૧—૮—૦ |
| ભારત લોક કથા ભાગ ૫ ... ... ... | ૧—૮—૦ |
| ભારત લોક કથા ભાગ ૬ ... ... ... | ૧—૮—૦ |
| ભારત લોક કથા ભાગ ૭ ... ... ... | ૧—૮—૦ |
| ભારત લોક કથા ભાગ ૮ ... ... ... | ૧—૮—૦ |
| ભારત લોક કથા ભાગ ૯ ... ... ... | ૧—૮—૦ |
| ભારત લોક કથા ભાગ ૧૦ ... ... ... | ૧—૮—૦ |
| પાનકી પતિયાં કે છોટી છોટી બતીયાં ... ... | ૧—૪—૦ |
| મસ્ત ફકીરના હાસ્ય પ્રસંગો ... ... ... | ૧—૪—૦ |